# श्रीमद् भगवद्गीता.

## બીજો અધ્યાય.

( સાંખ્ય વિવેચન સહિત )



ટીકાકાર— ભટ્ટ રામશંકર મોનજી.
મોક્ષમંદિર—અમદાવાદ



પ્રકાશક શેઠ પુરૂષોત્તમદાસ વીજવલ્લભ કંસારા
માંડવી પોળ—અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ   પ્રત ૭૦૦   સંવત ૧૯૮૦ ફાગણ સુદી ૧૧

કીમત ૦—૬—૦

ધી એડવર્ડ પ્રિન્ટીંગ પ્રેસમાં અંબાલાલ હરગોવનદાસ મહાદેવે
છાપ્યું ઠે. જુની મુનસફ ઓફિસ—અમદાવાદ.

# ભગવદ્ગીતા.

## બીજો અધ્યાય—સાંખ્યયોગ



### નિવેદન.

**काहं मंदमतिः क्वेदं, मंथनं क्षीरवारिधेः ॥**
**किं तत्र परमाणुर्वै, यत्र मज्जति मंदरः ॥**

[ અર્થ—મંદ મતિવાળો હું ક્યાં ! અને સાંખ્ય યોગરૂપી ક્ષીરસાગરનું મંથન ક્યાં ! કારણકે જ્યાં—એટલે—જે વિષયમાં—મંદરાચળ જેવા મહાન્ વિદ્વાનો પણ બુડી જાય છે એટલે ગોથાં ખાઇ જાય છે, ત્યાં પરમાણુ જેવો હું કોણ માત્ર ! ]

પણ— પદ.

" શ્રીકૃષ્ણ ભરૂસો મુજને ભારી, ખમા હો વ્રજના વિહારીરે "

ગરીબ ગુમાસ્તો શેઠને નામે લાખો રૂપિયાની હુંડી લખે અને લાખોની હુંડી સ્વીકારે—તેમ હું પણ કરૂં પ્રભુ કૃપારૂપી અનુકુળ પવન હોય, અને ખંત તથા ઉત્સાહરૂપી બે હલેસાં બરાબર ચાલતા હોય, તો કાર્યરૂપી નાવ આ સંસાર રૂપી સમુદ્રમાં વિજયરૂપી કાંઠાને પ્રાપ્ત કરી આપે પવન અનુકુળ, હલેસાં બરાબર, પણ કર્ણધાર—સુકાની જોઇએ—તો તે મારા સદ્ગુરૂ છે

આ ગ્રન્થ લખવામાં તથા પ્રુફ વિગેરે તપાસવામાં બનતી સંભાળ રાખી છે, છતાં કાંઇ ભુલચૂક રહી ગઇ હોય તો તે જોઇને ગભરાઇ જશો નહીં—લખવા જેવું હોય તો તે રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી, જેથી બીજી આવૃત્તિમાં સુધારો થશે.

**પ્રથમ અધ્યાયની ૫૦૦૦ નકલ ખપી જવા આવી છે તેસૂચવે છે કે જમાનાને આવાં સાદાં સરલ અને સસ્તાં પુસ્તકની જરૂર છે.**

નોધ—પ્રથમ અધ્યાયનું પુસ્તક અહીંથી પ્રગટ થયું છે તે બરાબર વાચ્યું હશે તો આ પુસ્તક વાચવામા વિશેષ સરલતા જણાશે 'ગીતા કોને ફાયદો કરી શકે ?' તે વિષય મારા લખેલા પ્રથમ અધ્યાયમાથી જરૂર વાચશોજી આવાં પુસ્તકો વાચ્યા પછી પ્રિય લાગે, તો જ્ઞાનના અગર ગીતાના જીજ્ઞાસુઓને આવા પુસ્તકનો લાભ આપો

આ બીજા અધ્યાયમા સાખ્ય, યોગ, તથા કર્મ સબધી વાતો આવશે આ અધ્યાયને બરાબર સમજવા માટે ઉપર જણાવેલા ત્રણે શબ્દો સબધિ થોડી વાતો નીચે કરી છે

મોક્ષમદિર, અમદાવાદ
સવત ૧૯૮૦ વસત પચમી } લી. સેવક રામશકર મોનજી ભટ્ટ.

# સાંખ્ય.

સાંખ્ય મતને યથાર્થ રીતે સમજવા માટે તેના નીચે પ્રમાણે ભાગો કરીએ

(૧) ષડદર્શન અગર છ શાસ્ત્ર કયા ? અને તેના કર્તા કોણ ? (૨) સાખ્ય સબધિ પુસ્તકોની નોધ (૩) સાખ્ય શાસ્ત્ર, સાખ્યના તત્ત્વોની સખ્યા તથા પુરૂષ અને પ્રકૃતિ

હવે તેના ખુલાસા સાભળો—

(૧) ષડદર્શન અગર છ શાસ્ત્ર કયા તથા તેના કર્તા કોણ ?

વેદમા સમાએલુ જ્ઞાન ( વૈદિક જ્ઞાન ) પ્રથમ સઉને સુલભ હશે—જમાનો બદલાતા, કૃપાળુ મુનિઓએ વેદમા જણાવેલા ભાવને યથાર્થ રીતે સમજાવવાના હેતુથી—૧ તર્ક, ૨ સાખ્ય, અને ૩ મિમાસા—એવા ત્રણ ગ્રન્થો પ્રથમ તૈયાર કર્યા પછી તે ત્રણમાથી બીજા ત્રણ થયા, અને તે છએનુ નામ 'ષડ્દર્શન અથવા છ શાસ્ત્ર' કહેવાય છે તેઓના નામ તથા ગ્રન્થ કર્તાના નામ નીચે જણાવ્યા છે

તર્ક— { ન્યાય દર્શન-કર્તા-ગૌતમ
વૈશેષિક દર્શન-કર્તા—કણાદ,

સાખ્ય— { સાખ્ય દર્શન—કર્તા—કપિલ
યોગ દર્શન-કર્તા—પતજાલ,

મિમાસા— { પુર્વ મિમાસા—કર્તા—જૈમિનિ
ઉત્તર મિમાસા—કર્તા—વેદ વ્યાસ

આ છ શાસ્ત્રો વાચતા અગર સાભળતા, ગ્રન્થ કર્તાઓનો વિચારો ભિન્ન ભિન્ન જણાય, તો યાદ રાખવુ કે—તે સૌની એકજ મતલબ છે કે-'પ્રભુને પામવુ' માટે કોઇ સાથે જઘડામા ઉતરવુ નહી,-ઉતર્યા તો કુશકા ખાડતા દીવેલ ખુટશે

---

## સાંખ્ય સંબંધી પુસ્તકોની નોંધ.

સાખ્ય સબધી ઉત્તમ વિચારો **યાજ્ઞવલ્કયે** કર્યા હતા. પણ તેને સારી રીતે વિચારીને **કપિલે** પુસ્તકના રૂપમા મુકયા તે પુસ્તકના નામ (૧) **સાખ્ય દર્શન** તથા (૨) **તત્વસમાસ** **અસુરી** અને **પચશિખા** નામના (કપીલના) બે શિષ્યો આ વિષયમા વધારે રસ લેતા હતા. તે પછી ઇ સ ૭૮ મા **ચરક મુનિએ** ચરકસહિતા-શારીરસ્થાનમા સાખ્ય સબધિ વિવેચન કર્યુ તેમા અત્રિરૂષિ અને તેમના શિષ્ય-અગ્નિવેશનો સવાદ છે ગૌતમ બુદ્ધના સાખ્ય વિચારોને મળતા વિચાર, ચરક મુનિએ બતાવ્યા છે તે પછી ઇ સ ૧૦૦ મા **ઇશ્વરકૃષ્ણે**, ૭૨ શ્લોકની **સાંખ્યકારિકા** લખી તે પછી **શ્રી** શકરાચાર્યના ગુરૂ ગૌડપાદાચાર્યે સાખ્યકારિકા લખી ઇ સ. ૧૪૦૦ મા **ગુણરત્ન** નામના વિદ્વાને ષડ્દર્શન સમુચ્ચયની **તર્ક રહસ્યદીપિકા** લખી. તે કહે છે કે **માથરભાષ્ય** તથા **આત્રેયતત્ર** નામના બે ગ્રન્થ સાખ્ય મતમા હતા આ બેઉ ગ્રન્થો અત્યારે કયાઇ જોવામા

આવતા નથી ઈ સ ૧૬૦૦ માં વિજ્ઞાનભિક્ષુએ **સાંખ્યપ્રવચનભાષ્ય** લખ્યું આ સાધુએ સાખ્ય સુત્ર, યોગસુત્રવાર્તિક તથા બ્રહ્મમિમાસા નામના ગ્રન્થો પણ લખ્યા હતા આ ઉપરાત નારાયણતિર્થે સાખ્યચન્દ્રિતા, વાસ્પતિમિશ્રે તત્ત્વકૌમુદિ અને રામકૃષ્ણ ભટ્ટાચાર્યે સાખ્યકૌમુદી નામના ગ્રન્થો લખ્યા છે અત્યારના જમાનામા શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ, પુજ્યપાદ મહાત્મા શ્રી નથુરામશર્મા વિગેરે સત્પુરૂષો સાખ્યના સિદ્ધાતો જગતને સમજાવવા સારો પ્રયત્ન કરી રહ્યા છે

ઇશ્વર કૃષ્ણની સાખ્યકારિકા, વિજ્ઞાનભિક્ષુનું સાખ્યપ્રવચન તથા ગોડપાદેની સાખ્યકારિકાનો ઉપયોગ અત્યારે વિદ્યાર્થીઓ સારી રીતે કરે છે

મહાભારત શ્રીમદ્ ભાગવત વિગેરે સદ્ગ્રન્થોમા સાખ્યમત સબધી વિવેચન ઘણે ઠેકાણે કરવામા આવ્યું છે મહાભારત શાન્તી પર્વ, મોક્ષ ધર્મ અ ૩૦૫ ( જનક તથા વસિષ્ઠનો સવાદ ) તથા શ્રીમદ્ ભાગવત્મા કપિલ દેવહુતી સવાદ અને એકાદશ સ્કધમા શ્રી કૃષ્ણ તથા ઉદ્ધવનો સવાદ મનન કરવા લાયક છે



# સાંખ્ય શાસ્ત્ર—(સાંખ્ય, તત્ત્વો તથા પુરૂષ પ્રકૃતિ. )

‘ સાખ્ય શાસ્ત્ર ’ નુ બીજુ નામ સાખ્યદર્શન છે તેનો લખનાર કપિલ ભગવાન છે—પ્રથમ સાખ્ય એટલે શું તે સાભળો **सम्यक ख्यायते इति साख्यं ॥ साख्यं च शास्त्रं च सांख्यशास्त्रं** જે શાસ્ત્રમા તત્ત્વ જ્ઞાન અગર આત્મજ્ઞાન સબધી ઉત્તમ પ્રકારે વિવેચન થયું હોય તે શાસ્ત્રનુ નામ **साख्यशास्त्र**

( સાખ્ય સબધિ જ્ઞાન મેળવવા ઇચ્છનારે, શ્રીશકરાચાર્યના

લખેલા ‘ તત્ત્વબોધ ’ તથા ‘ આત્મબોધ ’ નામના નાનકડા ગ્રંથો વાચવાની ખાસ જરૂર છે તે બેઉ ગ્રથો વાચ્યા પહેલા સાખ્યનું જ્ઞાન મેળવવા ઈચ્છવુ તે ફોફા ખાડવા જેવુ છે, તે બેઉની ટીકા ઘણીજ સરલતાથી અહી તૈયાર કરી છે દરેક ગ્રન્થની કીમત ૦–૩–૬ છે વાચવાની ઈચ્છા થાય તો તુરત મગાવજો )

સાખ્યના મુખ્ય બે ગ્રન્થો છે–સાખ્ય સુત્ર અને યોગ સુત્ર સમજણ (જ્ઞાન) અને સાધન બે સાથે હોય તો કોઈપણ કાર્ય થઈ શકે છે, તે નિયમાનુસાર સાખ્ય સમજણ (જ્ઞાન) આપે છે અને યોગ સાધન આપે છે જેમની પાસે એકલુ જ્ઞાન હોય પણ સાધન ન હોય તો તે લાચાર છે—તેમ જેમની પાસે સાધનો તૈયાર હોય પણ જ્ઞાન ન હોય—તો તે પણ લાચાર છે માટે સાખ્ય અને યોગ બેઉ એકજ છે કોઈ પણ પ્રકારે તે બેઉ વિરોધી શાસ્ત્રો નથી “ સાખ્ય તથા યોગને જુદા જુદા ગણે છે તે બાળક છે ” એવુ શ્રી કૃષ્ણ ગીતા અધ્યાય ૫–૪ શ્લોકમા બોલ્યા છે કર્મસન્યાસ અને નિષ્કામકર્મ યોગ, તે બેઉ એકજ છે સનાતન ધર્મના છેલ્લા મહાન્ આચાર્ય—તથા શુદ્ધ ભક્તિ માર્ગના પોષક–સ્વામી શ્રી સહજાનદજી, ગામ પંચાલાના બીજા વચનામૃતમા બોલ્યા છે કે–‘ સાખ્ય અને યોગ બેઉ એક છે એક સમજણ (જ્ઞાન) આપે છે, ત્યારે બીજુ યોગ ( સાધન ) આપે છે–તેમા જે ભિન્નતા સમજ્યા છે તે કાઇ સમજ્યા નથી ’

કપિલનુ સાખ્ય નિરીશ્વર વાદી છે, અને પતજલિનુ યોગ–દર્શન તે સેશ્વર સાખ્ય છે એ બે શાસ્ત્રો યથાર્થ રીતે વાચીને સમજી જઇએ તો જણાય છે, કે એકની ન્યુનતા બીજામા પુર્ણ થએલી છે—એટલે શકા કરવા જેવુ રહેતુ નથી

આ સાખ્ય સુત્રો કયારે લખાયા, તથા તેના લખનાર કપિલ તે શ્રીમદ્ ભાગવત્મા કર્દમના પુત્ર છે તેજ કે નહી, એવી શકાઓ ઘણા કરે છે, પણ તે બાબતમા આપણે ઉતરવાની જરૂર

નથી સાખ્યસુત્રનો થોડો ભાગ પંચશિખા નામના કપિલના શિષ્યે લખ્યો હોય એવુ કહેવાય છે.

'સાખ્યદર્શન' નુ સાખ્યશાસ્ત્ર એવુ બીજુ નામ છે જે હિતનો ઉપદેશ આપે તે શાસ્ત્ર કહેવાય મુખ્ય શાસ્ત્ર તો વેદ છે વેદનુ રહસ્ય સમજાવવા પાછળથી જે ગ્રન્થો લખાયા તે પણ શાસ્ત્રજ કહેવાયા છે

સાખ્ય દર્શનમા છ અધ્યાય છે તેમા પુરૂષ, પ્રકૃતિ તથા તત્ત્વોનુ વર્ણન કરવા ઉપરાત–ઇદ્રિયો, પ્રાણ, વૈરાગ્ય તથા વિરક્ત પુરૂષોના જીવન સબધી વાતો કરી છે દૃશ્ય પદાર્થોમા ભાવના સ્ફુરે છે, તેને શમાવી દેવા માટે ઉપદેશ પણ થયો છે હવે તેમાથી થોડી મુદ્દાની વાતો કરીએ

## શ્રી સાંખ્ય શાસ્ત્રનું પ્રથમ સુત્ર,

अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥ १ ॥

અર્થ—ત્રિવિધ દુખની આત્યતિકી નિવૃત્તિ તેજ ઉત્તમ પુરૂષાર્થ છે

ત્રિવિધ દુખ કયા તે વાત પ્રથમ સાભળો–દુખ ત્રણ પ્રકારના છે

(૧) જે દુખ ચિત્તને સાક્ષાત્ થાય છે તે "આધિ" અથવા મનનુ દુખ કહેવાય છે, જે દુખ શરીરમા રોગ થવાથી થાય છે તે દુખ 'શારીરદુખ અથવા 'વ્યાધિ' કહેવાય છે' આ બેઉ પ્રકારના દુખ તે આધ્યાત્મિક દુખ કહેવાય છે (૨) કોઈ મનુષ્ય આપણને મારે અગર વિછી સાપ કરડે અગર પશુ, પક્ષી અથવા પત્થરથી આપણને ઇજા થાય તે–એટલે આપણા શરીરથી બહારના અને આ લોકના કોઇ પ્રાણી પદાર્થ તરફથી ઇજા થાય, તે આધિભૌતિક દુ:ખ કહેવાય છે.

૩ ઘણો વરસાદ થાય, કાળ પડે, ઘણી ટાઢ અગર તાપ પડે, પ્લેગ ફાટી નીકળે, વિગેરે આ લોકથી નહી—પણ આ લોક સિવાય બીજા લોક તરફ દુ ખ થાય તે આધિદવિક દુ ખ કહેવાય છે

વ્યવહાર દશામા દવા વિગેરે સાધનથી દુ ખની નિવૃત્તી થઇ શકે છે પણ એટલાથી વાસ્તવિક પુરૂષાર્થ કર્યો ગણાય નહિ, કારણુ કે જ્યા સુધી દુ ખનુ કારણુ ઉભુ રહે, ત્યા સુધી ફરીથી દુ ખ થવાનો સભવ રહે છે માટે દુ ખના કારણનો નાશ કરવો, તેનુ નામજ ‘ આત્યતિકીનિવૃત્તિ ’ આ નિવૃત્તિ પ્રાપ્ત કરવા જે પુરૂષાર્થ થાય તેને શ્રી સાખ્ય શાસ્ત્ર, ‘ પરમ પુરૂષાર્થ ’ કહે છે આ ‘ આત્યતિકીનિવૃત્તિ ’ નુ બીજુ નામ ‘ કૈવલ્ય ’ છે

પુરૂષ અને પ્રકૃતિ–શ્રીસાખ્યશાસ્ત્રના મુખ્ય તત્ત્વો છે પ્રકૃતિમાથી મહત તત્ત્વ અગર બુદ્ધિસત્ત્વ પ્રગટે છે. જ્યા સુધી બુદ્ધિસત્ત્વ અને પુરૂષનો સયોગ હોય છે, એટલે—જ્યા સુધી પુરૂષ બુદ્ધિસત્ત્વમાંથી મુક્ત થતો નથી, ત્યા સુધી તે પુરૂષ ત્રિવિધ દુ ખની આત્યતિકી નિવૃત્તિને પામી શક્તો નથી બુદ્ધિ સત્ત્વથી પુરૂષ મુક્ત થાય છે ત્યારે પુરૂષ કૈવલ્ય–એકલો—કહેવાય છે

પ્રકૃતિમાથી બુદ્ધિસત્ત્વ થયું, એવુ આપણે ઉપર જણાવ્યુ છે. સત્વ, રજસ્ અને તમસ્ નામના ત્રણ ગુણો એકઠા થઇને બુદ્ધિતત્ત્વ બન્યુ છે એટલી વાત વિશેષ યાદ રાખજો બુદ્ધિ સત્ત્વમા રહેલો રજસ્-ગુણ, દુ ખનુ કારણછે પણ તે રજસ્નો નાશ બુદ્ધિ સત્ત્વની સાથે થાય છે, કારણ કે બુદ્ધિસત્ત્વનો તે એક અવયવ છે આ સસારના ભોગ અને મોક્ષ એવા બે હેતુઓ બુદ્ધિ સત્ત્વમા છે ધર્મ, અર્થ અને કામનો સમાસ ભોગમા થાય છે ભોગ અને મોક્ષ–બેઉના પ્રયોજનની સિદ્ધિ પ્રાપ્ત થાયતો બુદ્ધિની સ્થીતીમા કોઈ પણ હેતુ રહી શકતો નથી આમ થતા બુદ્ધિ તત્ત્વ પ્રકૃતિ-

મા પાછુ વળી જાય છે આ વાતને વધારે સ્પષ્ટ કરીએ તો, બુદ્ધિ સત્ત્વના ગુણો પુરૂષમા અને પુરૂષના ગુણો બુદ્ધિ સત્ત્વમા મળતા પુરૂષને અહતા પ્રાપ્ત થાય છે—અહતા પ્રાપ્ત થતા 'હુ દુખી છઉ-' અગર 'હુ ભૂખ્યો છઉ' વિગેરે પ્રકારનો અનુભવ પુરૂષને થાય છે, આ અનુભવનુ નામ અવિદ્યા. આ અવિદ્યાનો નાશ, વિદ્યા અગર યથાર્થ જ્ઞાન વિના થઇ શકે તેમ નથી આ વાતને વધારે સ્પષ્ટ કરીએ તો—પુરૂષ અને પ્રકૃતિના ભેદનો સાક્ષાત્કાર જે યથાર્થ સમજણથી થાય તે યથાર્થ સમજણનુ નામજ વિદ્યા શ્રી સાખ્ય શાસ્ત્રના મત પ્રમાણે આ વિદ્યાનુ બીજુ નામ 'વિવેકખ્યાતિ' અગર 'વિવેકસાક્ષાત્કાર' છે [વ્યવહારમા પણ જેની પાસે વિવેક નથી તેની ફજેતી થાય છે તેમ ધર્મમા પણ જેની પાસે વિવેક નથી, તે પુરૂષ કોઇ તત્ત્વને યથાર્થ રીતે સમજી શકતો નથી ડૉકટરો પણ પ્રથક્કરણ વિદ્યાને વણી ઉત્તમ માને છે સોનીઓ પણ પ્રથક્કરણ વિદ્યાથી ચોખ્ખુ સોનુ કાઢે છે ]

જેમ સોનુ સિદ્ધ કરવામા સોનીને, સોનુ ગાળવાની કુલડી, અગ્નિ, સાણશી વિગેરે સાધનો જરૂરનાછે, તેમ શ્રી સાખ્યશાસ્ત્રમ પુરૂષ તત્ત્વને શોધવા માટે (૨૫) તત્ત્વો જરૂરના સ્વીકાર્યા છે

તત્ત્વોની સખ્યા—મુળ ગ્રન્થ પ્રમાણે (૨૫) તત્ત્વો છે

| | |
|---|---|
| પચ મહાભુતો—પૃથ્વિ, જળ, તેજ વાયુ અને આકાશ- | ૫ |
| પચ વિષયો અગર તન્માત્રા-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ | ૫ |
| પાચ જ્ઞાનેદ્રિયો-આખ, કાન, નાક, જીભ અને ત્વચાઅગર ચામડી | ૫ |
| પાચ કર્મેદ્રિયો—હાથ, પગ, વાણી, ગુદા અને ઉપસ્થ— | ૫ |
| પુરૂષ, પ્રકૃતિ, મન, બુદ્ધિ અને અહકાર— | ૫ |
| કુલ | ૨૫ |

તત્ત્વોની સખ્યા સબધી ઘણા મત ભેદ છે તત્ત્વોની સખ્યા નકી કરવા માટે શ્રીમદ્ ભાગ સ્કધ ૧૧ અ. ૨૨ મા ઉદ્ધવજીએ શ્રી કૃષ્ણને પુછતા-પ્રભુ બોલ્યા છે કે-" જેમ ઝાઝવાનુ પાણી સ્વીકાર્યા પછી, તે પાણીના ઉડાણ સબધી, કોઇ કાડાબુર ઉડુ કહે, તો તે પણ ચાલે અને કોઇ દસ માથોડા ઉડુ કહે-તો તે પણ ચાલે, કારણકે જ્યા પાણીજ નથી, ત્યા ઉડા[illegible] સભવ પણ નથી તે નિયમાનુસાર માયાનો સ્વીકાર કર્યા પછી માયિક તત્ત્વો જેટલા કહીએ તેટલા યુક્તિથી સિદ્ધ થઇ શકે છે-એટલે મિથ્યા પદાર્થને જેમ ઘટાવીએ તેમ ઘટે છે એટલે-તત્ત્વોનો એક બીજામા અતર્ભાવ [ સમાસ ] થઇ શકે છે, તેથી કહેનારની જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે ન્યુન સખ્યા અગર અધિક સખ્યા બની શકે છે આ પચીસ તત્ત્વોમા સત્વ, રજ તથા તમ-ના.મના માયાના ગુણ ઉમેરીએ તો (૨૮) તત્વો થાય છે અગર જો કે આ દેહમા અનેક તત્ત્વો છે તો પણ સ્થુળ માર્ગથી તેના अध्यात्म, अधिभूत અને अधीदैव એવા ત્રણ ભેદ ગણવામા આવે છે

| अध्यात्म. | अधिभूत. | अधीदैव. |
|---|---|---|
| ચક્ષુ ( આખ ) | રૂપ | ચક્ષુના ગોલકમા રહેલો સુર્ય |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| કાન | શબ્દ | દિશાઓના દેવ |
| જીભ | રસ | વરૂણ |
| નાસિકા (નાક) | ગધ | અશ્વિનિકુમાર |
| ચિત્ત | વિચારવાનુ તે. | વાસુદેવ |
| મન | મતવ્ય | ચદ્ર |
| બુદ્ધિ | સમજવાનુ | બ્રહ્મા |
| અહકાર | ક્રિયા | રૂદ્ર |

વિવેચન—આખ ન હોય તો રૂપ સિદ્ધ થઈ શકે નહીં. રૂપ ન હોય તો આખ સિદ્ધ થઇ શકે નહી આખની પ્રવૃત્તિ ન હોય તો અધિષ્ટાતા દેવ (સુર્ય) સિદ્ધ થતો નથી અધિષ્ટાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃતિ સિદ્ધ થતી નથી અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનુ જ્ઞાન સિદ્ધ થતુ નથી

સાર—(૧) પુરૂષ તત્ત્વ, બીજુ પ્રકૃતિ તત્ત્વ અને (૨૩) પ્રકૃત્તિમાથી પ્રગટેલા વિકૃત્તિ તત્ત્વો–કુલ (૨૫) તત્ત્વો થયા

પુરૂષ–હવે આપણે પુરૂષ તત્ત્વ સબધી વાતો કરીએ સાખ્ય મત પ્રમાણે પુરૂષો નાના પ્રકારના છે–એટલે ઘણા છે દરેક પુરૂષના સુખ દુ ખ જુદા પ્રકારના હોય છે, માટે સાખ શાસ્ત્ર–'પુરૂષો નાના પ્રકારના છે' એવુ સ્વીકારે છે આ સર્વ પુરૂષો સર્વ વ્યાપક છે ઉત્પત્તિ તથા વિનાશના ધર્મથી રહિત છે સર્વ સ્વતત્ર છે અને ચિતિશક્તિ રૂપ છે, તેથી ભોક્તા તરીકેની યોગ્યતાવાળા છે કર્તાપણું પુરૂષ તત્ત્વમા નથી, તે બુદ્ધિતત્ત્વનો ધર્મ છે કર્તાપણાનો આ ધર્મ ભ્રાન્તિથી પુરૂષમા આરોપાય છે પ્રકૃતિ, બુદ્ધિસત્ત્વ તથા તેના વિકારો, એ સર્વે પુરૂષના ભોગ અને મોક્ષ માટે આ સસારમા છે પ્રકૃતિ શિવાય પ્રકૃતિના તમામ તત્ત્વો પ્રકૃતિમા લય પામે છે પુરૂષ આ પ્રમાણે બીજા કોઈનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે નથી. તાત્પર્ય–પોતાનાજ સ્વાર્થ માટે પુરૂષ છે કર્તાપણુ પુરૂષ તત્ત્વમા નથી એવુ આપણે આગળ કહ્યુ છે તો તે નિયમને આધારે પુરૂષ પ્રકૃતિને દોરનાર એટલે નિયમમા રાખનારનુ કાર્ય પણ કરતો નથી પુરૂષ ચૈતન્ય રૂપ છે માટે તેને પ્રકૃતિનો સ્વામી કહીએ તો તેમા કાઈ ખોટુ નથી. સેશ્વર સાખ્ય અગર જેનું બીજુ નામ પતજલી યોગ દર્શન છે, તે એવુ સ્વીકારે છે કે–આ બધા પુરૂષોમા જે એક મોટો પુરૂષ છે, તે ઇશ્વર કહેવાય છે. ઇશ્વરમા અને બીજા પુરૂષોમા એટલો ફેર હોય છે કે–બીજા પુરૂષોમા બુદ્ધિ સત્ત્વને લીધે કલેશ, કર્મ, આશય વિગેરે હોય છે. ઇશ્વરમા

તેનો તદ્દન અભાવ હોય છે- ચિતિશક્તિની બાબતમાં ઈશ્વર તથા બીજા પુરૂષો સમાન છે

હવે આપણે 'પુરૂષ' અને 'બ્રહ્મ'મા શો ફેર છે, તે તપાસીએ વેદાત શાસ્ત્ર, બ્રહ્મના સ્વરૂપમા, સત, ચિત અને આનદ–એમ ત્રણનુ સ્થાપન કરે છે ત્યારે સાખ્ય શાસ્ત્ર પુરૂષમાં સત અને ચિત્ત એનુંજ સ્થાપન કરે છે બ્રહ્મ એક છે ત્યારે પુરૂષો ઘણા છે બ્રહ્મમા કર્તત્વ, ભોકતૃત્વ વિગેરે સર્વે માયિક ધર્મોનો અભાવ છે, ત્યારે પુરૂષમા ભોગવવાપણુ સ્વીકાર્યુ છે. બ્રહ્મતત્ત્વ માયાનુ અધિષ્ઠાન છે, તથા સપુર્ણ જગતને જન્મ આપનાર, સ્થિતીમા રાખનાર અને લયનુ પણ કારણ છે–વાસ્તવિક જોતા અખિલ જગતને નિયમમા રાખનાર જે તત્ત્વ છે તે બ્રહ્મ તત્ત્વ છે–ત્યારે પુરૂષ તત્વ, પ્રકૃતિને નિયમમા રાખવાનુ કામ પણ કરતુ નથી

હવે પુરૂષ અને બ્રહ્મમા શુ મળતાપણું છે તે તપાસીએ. વ્યાપકપણુ, અસગત્વ, મન, બુદ્ધિ તથા ઇદ્રિઓથી ભિન્ન, અકર્તૃત્વ, અનાદિત્વ અને નિત્યત્વ

પ્રકૃતિ—હવે આપણે પ્રકૃતિ સબધી વિચાર કરીએ સત્વ-રજસ્ તથા તમસ નામના ત્રણે ગુણો સમાન ભાવથી એકઠા થાય, તેનુ નામ પ્રકૃતિ આ પ્રમાણે સામ્યાવસ્થામા પ્રકૃતિ ઇદ્રિયગ્રાહ્ય હોતી નથી–એટલે વ્યક્ત હોતી નથી, તેથી તેને શ્રીસાખ્ય શાસ્ત્ર **અવ્યક્ત** કહે છે આખુ વિશ્વ પ્રકૃતિને આધારેજ ઉત્પન્ન થાય છે, સ્થીતિ પામે છે, તથા તેને આધારે લય પામે છે, તેથી પ્રકૃતિને **પ્રધાનતત્ત્વ** પણ કહે છે રૂપ, રસ, વિગેરે વિશેષ ધર્મોનો તેમા દેખાવ નથી, માટે પ્રકૃતિનુ બીજુ નામ **અવ્યાકૃતિ** છે આ પ્રકૃતિ **અલિગ**–એટલે ચિન્હ રહિત પણ છે–કારણ કે જેમ ધુમાડાનુ અનુમાન અગ્નિથીથાય છે તેમ પ્રકૃતિ કોઈનુ કાર્ય નથી પ્રકૃતિ કોઇનો વિકાર પણ નથી માટે તેને

કેવળપ્રકૃતિનુ નામ પણ આપવામા આવ્યું છે–તાત્પર્ય પુરૂષના વિકાર રૂપ આ પ્રકૃતિ તત્ત્વ નથી આ વાતને વધારે સ્પષ્ટ કરતા, કહેવુ જોઇએ–કે પુરૂષતત્ત્વ અને પ્રકૃતિ તત્વ એક બીજાથી ભિન્ન છે એટલે–પ્રકૃતિતત્ત્વ કોઇનો વિકાર નથી, અને પુરૂષ સિવાયના તમામ તત્ત્વોનુ પ્રકૃતિતત્ત્વ ઉપાદાન કારણુ છે સાખ્યશાસ્ત્રમા આ તત્ત્વને પ્રકૃતિ કહે છે, અને વેદાતમા આ તત્ત્વને માયા કહે છે પ્રકૃતિ અને માયામા જે કાઇ ભેદ છે તે વાત પણ કરી દઇએ સાવધાનતા પૂર્વક સાભળો—સાખ્ય શાસ્ત્ર પ્રકૃતિને પુરૂપથી સ્વતત્ર તત્ત્વ માને છે, અને વેદાત શાસ્ત્ર માયાને, બ્રહ્મને આધીન માને છે માયા વસ્તુત છે નહી, ત્યારે પ્રકૃતિ પુરૂષની માફકજ છે વેદાતિઓ માયાને અસત્ય તુચ્છ ગણે છે ત્યારે સાખ્ય વાદિઓ પ્રકૃતિને સત્ય માને છે. માયાનો બાધ ઘણે ઠેકાણે સિકાર્યો છે તેથી માયા અનિત્ય છે, અને પ્રકૃતિ પુરૂષની માફક નિત્યદ્રવ્ય છે ફેર એટલોજ છે કે–પુરૂષમા વધવા ઘટવાનો ગુણ નથી–એટલે–પુરૂષ ત્રણે કાળમા એકજ સ્વરૂપ છે, ત્યારે પ્રકૃતિ આદિ અને અતમા વિકાર રહિત છે, અને વચમા વિકાર પામેલી હોય છે

આ પ્રમાણે સાખ્યમા બે પણ (દ્વૈત) છે અને વેદાતમા એકપણુ [ અદ્વૈતભાવ ] છે આમ છતા, વેદાતના રહસ્યને યથાર્થ રીતે સમજવા ઇચ્છનારે, સાખ્યમતના વિચારો પણ સમજી લેવા જોઇએ

હજી પુરૂષ પ્રકૃતિ સબધી થોડી વાતો કરીએ

प्रकृति पुरुषं चैव, विद्धयनादी उभावपि ।
विकारांश्च गुणाश्चैव, विद्धि प्रकृतिसंभवान् ॥

( ગીતા અ ૧૩–૧૯ )

અર્થ—શ્રી કૃષ્ણ કહે છે કે–હે અર્જુન ! પુરૂષ અને પ્રકૃતિ બેઉને અનાદિ જાણ, અને વિકારો તથા ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થએલા છે એમ જાણ

**कार्यकारणकर्तृत्वे, हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषस्सुखदुःखानां, भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

અર્થ—કાર્ય તથા કારણના કર્તાપણામા હેતુ અથવા કારણ, પ્રકૃતિ કહેવાય છે, અને સુખ દુખના ભોકતાપણામા હેતુ પુરૂષ કહેવાય છે

સુખ દુખનો ભોગ તે સસાર, અને પુરૂષને સુખ દુખનો જે ભોગવટો છે તે તેનુ સસારીપણુ કહેવાય છે આ બેઉ સબધી ટુકામા વાત કરીએ તો–પાચ ભુતમાથી જે જે પ્રાણી પદાર્થ ઉત્પન્ન થાય છે તે તમામ, તથા મન સહિત અગીયાર ઇંદ્રિયોથી કરાતા સકલ્પ વિકલ્પો અને સારા નરસા કાર્યો–તે તમામ પ્રકૃતિના વિકારો ગણાય છે. (ર) વિકારો અગર ગુણો કયા ? જવાબ–સત્વ, રજસ, તમસ–તે ત્રણ ગુણો અગર તે ત્રણ ગુણોથી કરાતા તમામ કાર્યો ભોગ્ય એટલે ભોગવવા લાયક અને તેમને ભોગવનાર તે પુરૂષ

સાતમા અધ્યાયના ૪ થા શ્લોકમા શ્રી કૃષ્ણ કહે છે કે–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહકાર મળી આ પ્રકૃતિ આઠ પ્રકારની છે આગળ (પ) મા શ્લોકમા શ્રીકૃષ્ણ કહે છે કે–ઉપર જણાવી તે આઠ અગવાળી પ્રકૃતિનુ નામ ‘અપરાપ્રકૃતિ’ સમજવી અને જીવરૂપ બીજી ‘પરા’ પ્રકૃતિ છે આ બે પ્રકૃતિથી જગત્ ધારણ કરાય છે આ સાતમા શ્લોકમા ‘જીવ’ ને ‘પરાપ્રકૃતિ’ કહી અને તેરમા શ્લોકમા પ્રકૃતિથી જે પર છે, તેને પુરૂષ કહે છે તે બાબતમા જીવ અને શીવના સ્વરૂપનુ તથા શક્તિનુ ભાન થવા પ્રયત્ન કરવો તાત્પર્ય–પ્રકૃતિમા જે લેપાયો છે તેને જીવ કહ્યો છે અને જે લેપાતો નથી તે બ્રહ્મ કહેવાય છે

હજી પુરૂષ પ્રકૃતિના વિવેકથી મોક્ષની પ્રાપ્તિ કેવી રીતે થાય તે સબધી થોડી વાત કરીએ

કપિલ કહે છે—

प्रकृतिस्थोपि पुरुषो, नाज्यते प्राकृतैर्गुणैः ॥
अविकारादकर्तृत्वात्, निर्गुणत्वाज्जलार्कवत् ॥

અર્થ–આત્મા દેહમા છે, તો પણ નિર્ગુણ હોવાથી અકર્તા છે, અને અકર્તા હોવાથી નિર્વિકાર છે, અને નિર્વિકાર છે તેથીજ જેમ પાણીમા દેખાતો સુર્ય પાણીથી લેપાતો નથી તેમ દેહમા દેખાતો (દેહમા દેખાતો આત્મા એટલે–દેહને ગતિ—પ્રકાશ વિગેરે આપવાથી દેહમા આત્મા છે એવી ખાત્રી થાય છે) તે આત્મા દેહના સુખ દુ ખાદિથી લેપાતો નથી

આ આત્મા પ્રકૃત્તિના ગુણ એટલે–દેહાદિકમા આસકિત પામે છે, ત્યારે દેહાદિક હુ છઉં, એવા અહકારથી મુઢ બનીને, હુ કર્તા એટલે હુ પાપ–પુણ્ય વિગેરેનો કર્તા છઉ, એવુ અભીમાન ધરી બેસે છે [ મોક્ષવાણી પાનુ ૨૧ ]

ચોપાઇ

“ મોહનિશા સબ સોવની હારા, દેખહિ સ્વપ્ન અનેક પ્રકારા’

અર્થ—સ્વપ્નામા હોઇએ ત્યા સુધી, સ્વપ્નામા દેખાતી તમામ ક્રિયા આપણને સત્ય ભાસે છે સ્વપ્ન મટી જાગ્રત થતા, સ્વપ્નામા જોયેલી તમામ વાત અસત્ય ભાસે છે, છતા તે યાદ રહે છે અને તેને આપણે અસત્ય માનીએ છઇએ

ઉપર પ્રમાણે દેહાદિકનુ અભિમાન થતા, આત્મા પરવશ અને દુ ખિ થઇને, કરેલા કર્મ ભોગવવા માટે સારા નરસા અને મિશ્રીત જન્મોમા અવતાર પામ્યા કરે છે

“ વાસ્તવિક જોતા સ સાર છેજ નહી . ” એવુ સત્પુરૂષો તથા સત્શાસ્ત્રો કહે છે, પણ વિષયનુ ચિ તવન કરનારા મોટા યોગીઓ અગર વિદ્વાનોને, સ સાર ભલે વાણીમાથી મટે, પણ હૃદયમાથી કદિ મટતો નથી તેટલા માટે પ્રભુ કહે છે કે—

"ચિત્તને તિવ્ર ભકિત તથા વૈરાગ્યના સાધનથી વશ કરવું. યમ નિયમો વિગેરે યોગના માર્ગોથી ચિત્તને વારવાર એકાગ્ર કરતા શીખવુ. મારા વિષે સાચો ભાવ પ્રાપ્ત કરવા માટે, મારી કથા શ્રદ્ધા-યુક્ત સાભળવી કથા સાભળવાથી દેહ અને દેહની પછવાડે રહેલા સ્ત્રી પુત્રાદિકમાથી મમત્વ બુદ્ધિ નાશ પામશે. સર્વ પ્રાણીઓમા સમતા રાખવી, બ્રહ્મચર્ય તથા મૌન પાળવુ, સ્વધર્મ ત્યાગ કરવો નહી, જે કાઇ મળે તેથી સતોષ રાખવો, અહાર વિહાર નિયમીત કરવા, જેમ બને તેમ રાગદ્વેષી સ્ત્રી પુરૂષોનો સગ તજી દેવો. શાતિ મિત્રતા, કરૂણા, અને ધીરજનુ પાલન કરવુ."

આટલા સાધનોનુ યથાર્થ રીતે પાલન કરવામા આવે તો, ભકિત અને વૈરાગ્ય પ્રાપ્ત થતા વાર લાગે નહી, અને તેમ થતા પુરૂષ અને પ્રકૃતિના યથાર્થ સ્વરૂપનુ જ્ઞાન થાય. કારણ કે શુદ્ધિ વિના સિદ્ધિની પ્રાપ્તિ સભવતી નથી પુરૂષ પ્રકૃતિનું જ્ઞાન પ્રાપ્ત થાયતો, જાગૃત વિગેરે બુદ્ધિની ત્રણ અવસ્થાનુ અભિમાન અને દ્વૈત પદાર્થનુ દર્શન સહજમા મટી જાય આપણી આખના દેવ સૂર્ય છે જેમ તે આખના દેવ સૂર્યની મદદથી, આકાશના સૂર્યને જોઇ શકાય છે, તેમ પોતાના આત્માથી, પરમાત્માને જાણી શકાય છે તાત્પર્ય—આખના સૂર્યને અને આકાશના સૂર્યને જેમ ઉપાધીએ અતર કરેલુ છે, તેમ આત્મામા અને પરમાત્મામા થએલુ અતર ઉપાધીથીજ છે આખના સૂર્યને આખરૂપી ઉપાધી મટી જાય તો તે આખનો સૂર્ય, આકાશના સૂર્યમા મળી જાયછે આકાશના સૂર્યનુ પ્રતિબિબ પાણીમા પડ્યુ હોય, અને પાણીમાના પ્રતિબિબનુ પ્રતિબિબ, ભીત ઉપર પડ્યુ હોય તે સમયે ભીત ઉપર પડેલા પ્રતિબિબનુ બિબ શોધીએ, તો પાણીમા પડેલુ પ્રતિબિબ દેખાય, પાણીમા પડેલા પ્રતિબિબનુ બિબ શોધીએ, તો સૂર્યરૂપી બિબ દેખાય પછી જળરૂપી ઉપાધી ઢોળી દઇએ તો, જળમા રહેલુ પ્રતિબિબ તથા ભીત ઉપર પડેલુ પ્રતિબિબ, સૂર્યમા સમાઇ જાય ) તે નિયમાનુસાર—આ-

પણી નજર પ્રથમ દેહ, ઇદ્રિય અને મન કે જે પોતાના આત્માથી પ્રકાશિત છે તેના ઉપર પડે છે તેથી આગળ વધીએ તો, દેહ ઇંદ્રિયોને પ્રકાશ તથા ગતિ આપનાર જે આપણો આત્મા છે તેના ઉપર આપણી નજર પડે છે તેથી આગળ વધીએ તો, આપણા આત્મારૂપી પ્રતિબિબ જે પરમાત્માનુ છે તે પરમાત્માના ઉપર આપણી નજર પડે છે

સુષુપ્તિ અવસ્થામા, ગાઢ નિદ્રા આવતા, પચભૂત, તેઓના શબ્દાદિક-સક્ષ્મરૂપ, મન, બુદ્ધિ વિગેરે અજ્ઞાનમા લય પામી જાય છે. તે વખતે જે સ્વરૂપ નિદ્રારહિત, અહકાર રહીત, અને સર્વ પદાર્થોનુ અધિષ્ઠાન તથા સર્વ પદાર્થને પ્રકશ આપનાર છે, તે સ્વરૂપ આત્મા છે, એમ જાણવુ દેહાદિકનો લય થવાથી દેહાદિકના અહકારનો પણ લય થાય છે અર્થાત-ગાઢ નિદ્રામ જાણે આત્મા ન હોય તેમ જણાય છે પણ જ્યારે માણસ ગાઢ નિદ્રામાથી જાગે છે ત્યારે કહે છે કે-“ આજ મને એવી ઉઘ આવી કે, ગત કયા ગઇ તેની કાઇ ખબરજ પડી નહી ” ‘ ખબરજ પડી નહી ’ એમ જે બોલે છે તે સુષુપ્તિ અવસ્થામા જાગતો હોવો જોઇએ, અને તેજ સુષુપ્તિ અવસ્થાનો સાક્ષી આત્મા છે.

કોઇ સમયે તત્ત્વવિચાર કરતા આ સસારરૂપી મહા ભય મટી ગયા જેવો જણાય છે, તો પણ પ્રકૃતિ કે જે સસારનુ કારણ છે, તે નહી મટવાથી સસાર પાછો દેખાયા વગર રહેતો નથી કોઇ જુવાનનુ મરણ થાય છે ત્યારે આપણને થોડા દિવસ તીવ્ર વૈરાગ્ય થઈ આવે છે અને થોડા દિવસ પછી પાછા હતા તેવાને તેવાજ કચરાળા-અજ્ઞાની-દુખી બની જઈએ છઇએ તે ઉપરથી એમ શકા થાય કે-‘ પૃથ્વી અને ગધને જેવો સબધ છે-જળ અને રસને જેવો સબધ છે, તેવોજ સબધ પુરૂષ અને પ્રકૃતિનો હશે’ એટલે એક હોય ત્યા બીજુ હોવુજ જોઇએ આ શકાના સમાધાન માટે વિચાર કરતા જણાય છે કે-જેમ સ્વપ્નમાં કોઇ માર મારવા આવ્યા હોય, અને તેના ભયથી આપણે ગભ

રાઇ ગયા હોઇએ, પણ આખ ઉઘડતા આપણને ખાત્રી થાય છે કે "તે તો ખોટો ભય હતો" તેમ વાસ્તવિક જ્ઞાન થતા, પ્રકૃતિના કાર્ય રૂપ-દેહમા આપણે રહીએ છતા દેહ તથા દેહની પાછળ રહેલા તમામમાથી અહભાવનો નાશ થાય છે આ જ્ઞાનની પ્રાપ્ત આતર સમજણમા સમાએલી છે એટલે-વિદ્યા, ભગવા, વર્ણાશ્રમ વિગેરે બાહ્ય દેખાવ ગમે તેવો મોટો હોય, પણ આતર સમજણ ન હોય તો તે બાહ્ય દેખાવ, પોતાને અને બીજાઓને ભારરૂપ છે, અને ભૂલા પાડનાર છે શાન્ભાષ્ય વાચતા હોય અગર સાભળતા હોય-આનદગિરિ, મધુસૂદનની અગર શકરાનદ અગર ચિદ્ઘનાનદી ટીકાઓ વચાતી હેય અગર સભળાતી હોય— પણ વાચી અગર સાભળીને માત્ર 'જાણ્યું' તેથી દિ વળે તેમ નથી એકાગ્રતા, વિગેરે ઉપર જણાવેલા ઉત્તમ સાધનો રૂપી અગ્નિથી, પ્રકૃતિને ધીમેધીમે બળી જવા દેવી જોઈએ-અદૃશ્ય થઈ જવા દેવી જોઇએ આટલા બધા સાધનો ન બને તો અહીથી પ્રગટ થએલા ગીતાના પ્રથમ અધ્યાયના [૭] પાના ઉપર જે નિયમો જણાવ્યા છે, તેટલા પાળો તો પણ ઘણુ છે. ભેટો મળે તોજ કથા કરવા દોડે, સ્ત્રી, દેખીને ઘેલાબની જાય-ધન દેખીને ગાડા બની જાય-આશા તૃષ્ણા, રાગ-દ્વેષ, આળસ-એશારામ વિગેરે કચરાથી જેઓના આતર તથા બાહ્ય જીવન ભ્રષ્ટ હોય, ત્યા કાઇ સાભળવા જેવુ નથી તેઓ કદિ આપણુ કલ્યાણ કરી શકે તેમ નથી-તેવા વકતા તો આપણને ભૂલા પાડનાર છે ચોપાઈ મોક્ષવાણી પાનુ (૨૧)

મોહનિશા સબ સોવની હારા, દેખહી સ્વપ્ન અનેક પ્રકારા.
યહ જગ યામિની જાગહી યોગી, પરમારથી પ્રપચ વિયોગી
જાનીએ તબહી જીવ જગજાગા, જબ સબ વિષય વિલાસ વિરાગા

બસ ઘણી વાત કરી યાદ રહે તેટલી રાખો-પળાય તેટલુ જરૂર પાળો-બોલો શ્રી કૃષ્ણ ચદ્ર દેવકી જય



# યોગ.

## ચમત્કારોનો ચમત્કાર–યોગ શાસ્ત્ર છે.

સંપ્રદાય અગર ધર્મોમા ગમે તેવા મત ભેદો હોય, પણ યોગ સબંધી જ્ઞાન દરેક સંપ્રદાય તથા દરેક ધર્મને આવશ્યક છે દરેક સદ્ ગ્રન્થોમા યોગ સબંધી જ્ઞાન ગુથાઇને રહેલુ છે તેમા ઘણુ જાણુવાનુ હોય છે તે જાણુતા આપણુને, આપણા હ્રદયમા કાંઇ ઓર આનંદ ઉભરાય છે

આ વિષય બીજા અધ્યાય સાથે લેવાનો વિચાર હતો, પણ કીમત વધી જાય તે ભયથી તેનુ જુદુ પુસ્તક બનાવ્યું છે આ વિષય ઘણો વિસ્તારવાળો તથા સમજવા લાયક છે હાલ તો તેમાથી મુખ્ય મુખ્ય બાબતો લીધી છે, તે તમામ બાબતો યથાર્થ રીતેજાણુવા જેવી છે

બીજો અધ્યાય શીખનાર અગર વાચનારે તે પુસ્તક અ-વશ્ય વાચવું જોઇએ તેની કીમત ૦–૩–૬ છે યોગ સહીત બનેલા બીજા અધ્યાયની કીમત ૦—૭—૦ આના છે

વ્યવસ્થાપક



# કર્મ

અથવા

## આપણાં સુખદુઃખ પેદા કરનાર કોણ ?–આપણે પોતે.

આ સંબધી એક નાનકડુ પુસ્તક તઇયાર થાય છે- બીજો અધ્યાય યથાર્થ રીતે સમજવા ઇચ્છનારે વાચવા લાયક છે કીંમત ૦–૨–૦ છે સાખ્ય, કર્મ અને યોગ સહીત સંપુર્ણ બીજા અધ્યાયની કીમત ૦–૮–૦ છે



# ખાસ સુચના.



આ જગત્ આખુ મીથ્યા છે, પણ કાર્ય પરત્વે સાચું માનવુ પડે છે આપણે જે કાગળીયા ઘણા કીમતી માની સાચવીએ છઇએ તે પણ એક દિવસ પસ્તિમા જવાના છે જે દેહને આપણે સાચવીએ છઈએ, તે દેહને પણ એક વખત ખત રાખી-ખોગી ખોરીને-બાળવાનો છે વિગેરે ઘણા દાખલા દ્રષ્ટાતથી આપણે સમજી શકીએ છઇએ કે પ્રભુ સિવાય સર્વ અનિત્ય છે, છતા કાર્યપરત્વે તેને સત્યમાની વર્તવુ પડે છે તે નિયમાનુસાર આખુ જગત્ ખોટુ છે, તો તેમા સમાએલી મહાભારતની લડાઈ પણ ખોટી છે--અને મહાભારતની લડાઈ ખોટી છે, તો તેમા લડનારા કૌરવ પાડવો પણ ખોટા છે, એવુ આધ્યાત્મિક દૃષ્ટિથી સાચુ મનાય, પણ વ્યવહારીક દૃષ્ટિથી ખોટુ મનાય નહી. જેમ આપણે આપણો દેહ કે જે અનિત્ય-અસત્ય છે, છતા તેને સત્યમાની પોષિએ છઈએ, કપડા પહેરાવીએ છઇએ, ભણીએ છઇએ, નોકરી કરીએ છઈએ, ખાતા પડાવી નાણા લઇએ છઈએ, સહી-મતા કરીએ છઈએ-વિગેરે વ્યવહાર અનિત્ય અને અસત્ય છે છતા સત્યમાની-તેમા આગ્રહ રાખી-કામ કરીએ છઇએ, તેમ આ મહાભારતના પાત્રોને આપણે સત્ય માનવા ઘટે છે. દુધમા ઘી વ્યાપીને રહ્યુ છે પણ જ્યાસુધી યોગ્ય ક્રિયાઓ કરીને તેમાથી ઘીને ખેચી ન લઈએ, ત્યાસુધી દુધને સાચવવાની ઘણીજ જરૂર છે તેમ આ કૃષ્ણ અર્જુન-સવાદ-ગીતામાથી અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ ન કરી શકીએ, ત્યાસુધી શ્રી કૃષ્ણ, પાડવો, કૌરવો, મહાભારતનુ યુદ્ધ વિગેરે તમામ સત્ય છે, એમ માનવુજ પડશે નહિ માનો તો જરૂર ભુલા પડશો મહાભારત, શ્રીમદ્ ભાગવત, રામાયણ વિગેરે સદ્ગ્રન્થોમા દૃષ્ટાતનારૂપમા, વેદાંત તથા ધર્મશાસ્ત્રોનું રહસ્ય ઘણીજ ઉત્તમ યુક્તિથી ગોઠવી

દીધુ છે, છતા મત મતાતર વધી પડતા બુદ્ધિ સકોચાવા લાગી આળસ, એશારામ અને અજ્ઞાન ફેલાવા લાગ્યું વિચારશૂન્ય પુરૂષો એ તે ગ્રન્થોને ગપાષ્ટક ખાતામા ગણ્યા અને ગણાવ્યા. માત્ર વેદાતના બે ત્રણ પુસ્તકોજ વાચીને, શબ્દજ્ઞાની પડિતો પણ કહેવા લાગ્યા કે–શ્રીમદ્ ભાગવત, મહાભારત તથા રામાયણમા દ્વૈતવાદ છે–માટે તે ગ્રન્થો વાચવા નહી " "કાટો કાઢવા માટે, કાટા જેવીજ અણીદાર સોય લેવી પડે છે, તેમ દ્વૈતભાવ રદ કરવા માટે, મહા મુનિઓએ, તે ગ્રન્થોમા દ્વૈતભાવના દાખલા દ્રષ્ટાંત આપીને અદ્વૈત પ્રાપ્તિ કરવાની યુક્તિઓ ગોઠવી છે" એવીવાત સમજી શકયા નહી ભરતખડના જુના પુસ્તકોમા સમાએલા રહસ્યને, શોધનારા યુરોપ–અમેરિકાના વિદ્વાનો, આ ત્રણે ગ્રન્થોની કૃતિ જોઇ, તેઓમાના એક વિદ્વાન્ આપણને કહે છે કે—" People in the West are beginning to read your books–written in Sanskrit, and to say that, what a great nation the Indians must have been, in the old days to write such books '

અર્થ—હે ભરતખડના વાસીઓ ! પશ્ચિમની પ્રજા તમારા સસ્કૃત પુસ્તકો વાચવા લાગી છે અને કહે છે કે–" જ્યા આવા ગ્રન્થો લખાયા છે, તે તમારા દેશની પ્રજા, તે જમાનામા, કેવી મહાન પદવી ભોગવતી હશે ! "

લેડી એનીબીસેન્ટ મહાભારત ( Great war ) ના પુસ્તકની પ્રસ્તાવનામા મહાભારત સબધી જે કાઇ લખે છે તે વાચવા જેવુ છે તે વાચવાની તમને ફુરસદ નહી હોય, માટે થોડુ અહીં જણાવુ

The Kaliyuga is a time, in which People lose belief in the Gods & their works, and become more & more the servants of outer things They believe in things, that they can see, can touch, taste or smell–the things your bodily senses tell you about. × × × × × × But many people do not believe

in things, that they can not see or touch, in Gods that are round us all the time, × × × × × × When the water of Ganga rises a Goddess is there, in Swarga she shows herself differently, but here as a rushing stream If you can not believe this the Mahabharata will always puzzle you, for it relates things as they realy happened, insteed of in the way in which, they look to our eyes.

[અર્થ—કળીયુગ એવો જમાનો છે કે-તે જમાનામા ઈશ્વર તથા ઇશ્વરના કૃત્યોમાથી લોકો શ્રદ્ધાને ખોઇ નાખે છે, અને હમેશા બાહ્ય પદાર્થોના-ઐહીક સુખના-વધારે અને વધારે ગુલામ બનતા જાય છે આખથી જોઇ શકે છે, કાનથી સાભળી શકે છે, હાથથી અડકી શકે છે, જીભથી ચાખી શકે છે, અથવા નાકથી સુંઘી શકે છે-એટલે ઇંદ્રિયોથી પ્રાપ્ત થતા જ્ઞાનમાજ, કળીયુગમા લોકોને શ્રદ્ધા રહી છે તાત્પર્ય—જે વાતને તેઓ ઇંદ્રિયોદ્વારા અનુભવી શકતા નથી તે વાતમા તેઓ શ્રદ્ધા રાખતા નથી અગ્નિ, વાયુ, જળ વિગેરે જે દેવો આપણી આસપાસ સદા ફર્યા કરે છે, તેઓમા પણ શ્રદ્ધા રાખતા નથી ગગા સ્વર્ગમા દેવી જેવી દેખાય છે અને અહી જળ રૂપે દેખાય છે, એટલે લૌકીક જીવોની નજરે માત્ર પાણીના ધોધ જેવીજ જણાય છે જો તમે આ દેવ દેવીઓની વાત ન માની શકો તો મહાભારત તમને સદા ગુચવાડામા નાખશે કારણ કે જેવી બીના બની હતી, તેવી તેમા લખી છે આપણી આખે દેખાય છે તેવુ તેમા લખ્યું નથી ]

This is not a fairy-tale but a history ( અર્થ—આ કાંઇ ટાઢા પહોરની અગર જાડી કાઢેલી વાર્તા નથી પણ ઇતિહાસીક વૃતાંત છે ) This book gives all, that is needed by everydody, in the way of moral teaching [ અર્થ—આ મહાભારતનુ પુસ્તક આચાર વિચારની બાબ-

તમા, દરેક માણુસને જે જે જરૂરનુ છે તે તમામ શીખવે છે, તાત્પર્ય તેમા આપેલા દાખલા દ્રષ્ટાંત ઘણાજ બોધ જનક છે.) પ્રસ્તાવનામાં તે ગ્રન્થની હજી ઘણી પ્રશસા કરી છે પણ દુર્ભાગ્યે લોકો તે ગ્રન્થને ગપાષ્ટક માની બેઠા છે

ઘણી વાતોમાથી સાર એટલોજ છે કે—શ્રી કૃષ્ણને, અર્જુનને, પાડવોને, કૌરવોને તથા આખી લડાઇને ગપાષ્ટક માનતા હશો તો ગીતા શીખવામા ફાવી શકશો નહી જ્યાથી જ્ઞાન મેળવતા હો તે સદ્ગુરૂમા તમને શ્રદ્ધા નહી હોય, તો પણ ગીતામાથી તમારે જે જ્ઞાન જોઇએ છે તે મળશે નહી મહાભારતમા શ્રદ્ધા નહી હોય, અગર શ્રી કૃષ્ણમા શ્રદ્ધા નહી હોય—પણ સદ્ગુરૂમા શ્રદ્ધા હશે તો મહાભારતમા તથા શ્રી કૃષ્ણમાં શ્રદ્ધા ઉત્પન્ન થશે માટે જ્ઞાનનુ મૂળ સદ્ગુરૂ છે તેમા પુજ્ય ભાવ પ્રગટાવજોજી

બસ–ઘણી વાત કરી. બોલો શ્રી કૃષ્ણચદ્ર દેવકી જય

---

# બીજો અધ્યાય.

## ટુકોસાર.

પ્રથમ અધ્યાયમા આપને જણાવ્યુ છે કે-પ્રથમ અધ્યાય આખો, તથા બીજા અધ્યાયના પ્રથમના દશ શ્લોકો ગીતાની પ્રસ્તાવના રૂપે છે અગીઆરમા શ્લોકમા ' अशोच्यानन्वशोचस्त्वं ' થી ત્રીશમા શ્લોક સુધીમા, શ્રીકૃષ્ણે અર્જુનને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે (૩૧) થી (૩૮) શ્લોક સુધીમા અર્જુનને તેના પોતાના ક્ષત્રિય ધર્મ સબધી સ્મરણ આપીને જાગૃત કર્યો (૩૯) થી (૪૧) મા શ્લોકમા શ્રીકૃષ્ણે અર્જુનને નિષ્કામ કર્મની ઉત્તમતા બતાવી છે (૪૨) થી (૪૪) મા શ્લોકોમા-વિદ્વાનો પણ વેદનો યથાર્થ ભાવ સમજી શક્યા નથી, એવુ કહીને સકામ કર્મમાં ન લલચાવા ઉપદેશ કર્યો છે. તાત્પર્ય—આ લોક અને

પરલોક—એટલે સ્વર્ગના સુખમા આસક્તિ ન રાખવા શ્રીકૃષ્ણે બોધ કર્યો છે (૪૫) મા શ્લોકમા ચિત્ત શુદ્ધિ માટે નિષ્કામ કર્મની ભલામણુ કરે છે (૪૬) મા શ્લોકમા અનેક સકામ કર્મોના ફળ, બ્રહ્મવેત્તા પુરૂષને અનાયાસે મળે છે, એવી વાત કરીને અર્જુનને શ્રીકૃષ્ણુ સકામ કર્મની લાલચમાથી બચાવી લે છે ૪૭ થી ૫૦ મા શ્લોકમા, અર્જુનને તેનો પોતાનો અધિકાર બતાવી, નિષ્કામ કર્મ કરવા ભલામણુ કરે છે ૫૧ થી ૫૩ મા શ્લોકમા કર્મોના ફળોમાથી આસક્તિ ખેચી લઇ, મનને આત્મામા સ્થીર કરવા ઉપદેશ કર્યો છે ૫૪ મા શ્લોકમા અર્જુન પુછે છે કે 'હે નાથ! સ્થિતપ્રજ્ઞના લક્ષણુ કેવા હશે? ('સ્થિતપ્રજ્ઞ' એટલે જેની બુદ્ધિ આત્મામા સ્થીર થઇ હોય તે પુરૂષ ) ૫૫ થી ૭૨ મા શ્લોક સુધીમા સ્થિતપ્રજ્ઞ પુરૂષના લક્ષણુ શ્રીકૃષ્ણે જણાવ્યા છે

---

## બીજો અધ્યાય.

**संजय उवाच—** સજય બોલ્યા-

त तथा कृपयाऽऽविष्ट-मश्रुपूर्णाकुलेक्षणम् ॥
विषीदंतमिदं वाक्य-मुवाच मधुसूदनः ॥ १ ॥

ત તથા કૃપયાઽઽવિષ્ટ-મશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ॥
વિષીદતમિદ વાક્ય-મુવાચ મધુસૂદન ॥૧॥

---

૧ પદચ્છેદ —**तथा**-તે પ્રમાણે-તે સ્થીતિમા **तम् कृपया आविष्टम्**-તે કે જે કૃપા અગર દયાથી ભરપૂર **अश्रुभि पूर्णे अत एव आकुले इक्षणे यस्य स अश्रुपूर्णाकुलेक्षण; तम् अश्रुपूर्णाकुलक्षणं**-આસુથી ભરેલી વ્યાકુળ આખા વાળા (અર્જુન) ને **विषीदन्त**-ખેદ કરતા (અર્જુન) ને **मधुसूदन. इदम् वाक्यं उवाच**-શ્રી કૃષ્ણ નીચે પ્રમાણે વાક્ય બોલ્યા

પદાનિ—ત –તથા–કૃપયાઽઽવિષ્ટમ્–અશ્રુપૂર્ણાકુલેક્ષણમ
વિષીદ ત —ઇદ –વાક્ય –ઉવાચ–મધુસૂદન.

અર્થ—[ પ્રથમ અધ્યાયમા જણાવ્યા પ્રમાણે, અર્જુન હથીઆર તજીને બેઠા, તે વખતે સતોના પ્યારા શ્રી કૃષ્ણ શુ બોલ્યા તે સાભળો–] સજય કહે છે કે—એવી રીતે કૃપાથી વ્યાપ્ત બનેલા, આખોમા આસુ ભરાઇ આવવાથી જેના નેત્ર વ્યાકુળ બન્યા હતા તે, તથા શોક કરતા તે અર્જુનને મધુસૂદન–શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહેવા લાગ્યા

વિવેચન—આ કૃપા સ્નેહયુક્ત હતી પરમાર્થથી કૃપા નહોતી, કારણ કે પોતાના સબધીઓને જોઇને તેના મનમા વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો હતો. એટલે–જેમ જળમા મીઠાની પુતળી ઓગળી જાય છે, તેમ તેનુ હૃદય મોહથી પીગળી ગયુ જેમ પ્રચડ પવનના વેગથી આકાશમા વાદળા વિખરાઇ જાય છે, તેમ કૌરવો પાસેથી રાજપાટ લેઈ સુખ ભોગવવા માટે ધારેલા હજારો મનોરથો, અર્જુનના હૃદયમા વિખરાઇ ગયા, અગર વિસરાઇ ગયા જેમ રાજહસ કાદવમા પડવાથી મેલો દેખાય છે, તેમ અર્જુનને મમતારૂપી કાદવમા પડેલો જોઈ, કૃપાળુ શ્રીકૃષ્ણ બોલ્યા શ્રીકૃષ્ણે મધુ નામના દૈત્યને માર્યો હતો માટે શ્રીકૃષ્ણ 'મધુસૂદન' કહેવાય છે તેમ કહેવામા સજયનો એવો ભાવ પણ જણાય છે કે–હે ધૃતરાષ્ટ્ર ! ભલે અર્જુન દયાથી પીગળી જઇ તારા પુત્રોને મારવા ન ધારે, પણ દૈત્યોને મારવાની જેમને ટેવ છે એવા શ્રી કૃષ્ણ, દુર્યોધનાદિકને માર્યા વિના છોડશે નહી મધુનો અર્થ 'અહકાર' અથવા 'ગર્વ' પણ થાય છે તેવો અર્થ અહીં કરીએ તો–દુર્યોધનાદિકના ગર્વનો શ્રી કૃષ્ણ નાશ કરશે, એમ સમજવું. '**इयं पृथिवी सर्वेषां भूतानाम् मधु**' એ શ્રુતિ સૂચવે છે કે–મધુ એટલે 'સ્વરૂપાનદ'–સ્વરૂપાનદને પોતાના સ્વરૂપમાં પ્રગટ કરે તે શ્રી કૃષ્ણ

**श्री भगवान् उवाच**

**कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपस्थितम् ॥**
**अनार्यजुष्टमस्वर्ग्य-मकीर्तिकरमर्जुन ॥ २ ॥**

**કુતસ્ત્વા કશ્મલમિદ, વિષમે સમુપસ્થિતમ્ ॥**
**અનાર્યજુષ્ટમસ્વર્ગ્ય-મકીર્તિકરમર્જુન ॥ ૨ ॥**

**પદાનિ**—કુત -ત્વા-કશ્મલ -ઇદ -વિષમે-સમુપસ્થિતમ્
અનાર્યજુષ્ટ -અસ્વર્ગ્ય-અકીર્તિકર -અર્જુન

અર્થ—શ્રી કૃષ્ણ પુછે છે કે-હે અર્જુન! આર્ય પુરૂષો જેનો ત્યાગ કરે છે, સ્વર્ગ પ્રાપ્તિમા જે આડે આવે છે, અને જે કીર્તિનો નાશ કરાવે છે, તેવો આ મોહ, તને યુદ્ધ પ્રસગમા ક્યાથી ઉત્પન્ન થયો ?

વિવેચન—છ મહાન ગુણ જે પુરૂષમા હોય તેમને ભગવાન્ કહેવાય છે તે છ ગુણ કયા ? તે સાભળો-સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી (શોભા અગર લક્ષ્મી) વૈરાગ્ય અને જ્ઞાન. યુદ્ધ એ ક્ષત્રિઓનો ધર્મ છે તે યુદ્ધ ક્રિયા કરવા વખતે, યુદ્ધ ન કરવાની વૃત્તિ તને ક્યાથી પેદા થઇ ? આવી વૃત્તિ, જેઓ આર્યો નથી તેઓએ સેવેલી છે-એટલે આર્ય પુરૂષો, કદિ આ વૃત્તિનુ સેવન કરતા નથી વળી તે ઘણા પરાક્રમો કરી બતાવ્યા છે, તેથી તુ કાયર છો, એવુ મારાથી કહી શકાય તેમ નથી પોતાના વર્ણાશ્રમના ધર્મ વડે-એટલે સ્વધર્મ પાળીને-અતઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષ મેળવવો જોઇએ, તે વાતને છોડી દઈ તુ

---

૨ પદચ્છેદ—**श्री भगवान् उवाच**-શ્રી કૃષ્ણ બોલ્યા-હે અર્જુન **कुत**-ક્યાથી **इदम् कश्मल समुपस्थितम्**-આ મલિનતા અગર ગેર સમજ ( પાપ અગર અયોગ્ય વર્તન ) ઉત્પન્ન થઇ **विषमे**-કટ્ટા કટ્ટીના વખતમા, અગર અણીને વખતે **अनार्यैं जुष्टम् अनार्यजुष्टम्** આર્યોએ નહી સેવેલી **स्वर्गार्हम् इति स्वर्ग्यं, न स्वर्ग्य इति अस्वर्ग्य** સ્વર્ગ ન અપાવે તેવી ( અણ સમજ ) **कीर्ति करोति इति कीर्तिकर, न कीर्तिकरं इति अकीर्तिकर** અપકીર્તિ કરાવનારી ( અણસમજ )

પાછો હઠયો છો, માટે તને આ વૃત્તિથી અગર આ રીતભાતથી મોક્ષ પણ મળે તેમ નથી એટલે–અપકવાવસ્થામા સ્વધર્મનો ત્યાગ બીલકુલ થઇ શકે નહી. વળી લડવા નીકળેલો યોદ્ધો, કાયર બની લડે નહી, તો તેની અપકીર્તિ પણ થાય કેટલીએક ટીકામા ' અર્જુનને કાયર ગણ્યો છે ' પણ મારા મત પ્રમાણે તેને કાયર ગણવા કરતા ' દયાળુ ' અગર ' મોહીત ' ગણવો વધારે ઠીક છે માત્ર અયોગ્ય કાળમા દયા અગર મોહ ઉત્પન્ન થયો છે, તે વાત યાદ રાખવા જેવી છે ' અપકવ અવસ્થામા વર્ણાશ્રમના ધર્મનો ત્યાગ ન કરવો જોઈએ' તે વાત પણ યાદ રાખવા જેવી છે, કારણ કે શુદ્ધિ વિના સિદ્ધની આશા રાખનાર ફોફા ખાડે છે

क्लैब्य मा स्म गमः पार्थ, नैतत्त्वय्युपपद्यते ॥
क्षुद्र हृदयदौर्बल्य, त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

ક્લૈબ્ય મા સ્મ ગમ પાર્થ, નૈતત્ત્વય્યુપપદ્યતે ॥
ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય, ત્યક્ત્વોત્તિષ્ઠ પરતપ ॥ ૩

**પદાનિ**—ક્લૈબ્ય–મા–સ્મ–ગમ–પાર્થ–ન–એતત્–ત્વયિ–ઉપપદ્યતે ક્ષુદ્ર–હૃદયદૌર્બલ્ય–ત્યક્ત્વા–ઉત્તિષ્ઠ–પરતપ

અર્થ—હે પૃથાના પુત્ર ! એટલે હે કુતાના પુત્ર ! તુ નપુસકપણાને પામીશ નહી—એટલે અધીરો થઈ જઇશ નહી–એટલે તુ અહી રણમા જે કામ કરવા આવ્યો છે તે સબધી, તથા

૩ પદચ્છેદ—**पार्थ**–હે અર્જુન ! **क्लैब्यं**–ડરકુપણાને, બાયલાપણાને **मा स्म गम** ( અહી अगम ને બદલે ' गम મુકાયુ છે તેમ થવાનુ કારણ, તેની સાથે ' મા ' તથા '**स्म**' છે '**अगम**' અદ્યતન ભુતકાળનુ રૂપ છે ] અત્યારે–જા નહી, એટલે પામ નહી, એટલે ના હિમત થા નહી **एतत् त्वयि न उपपद्यते** ( उप+पद् ) એટલે–આવુ નાહિમતપણુ, તારામા ઘટતુ નથી **क्षुद्र**–હલકુ અગર નીચ **दुर्बलस्य भाव दौर्बल्य हृदयस्य दौर्बल्यम् हृदयदौर्बल्यं**–મનની નબળાઇને, બીકણપણાને અગર અસ્થિરતાને **त्यक्त्वा** તજીને **परान् तापयति इति परतप तत्सबुद्धौ हे परतप** !—હે અર્જુન ! **उत्तिष्ठ**—ઉભો થા.

તુ અત્યારે અહીં શું બોલે છે તે સબધી, બરાબર વિચાર કર. તને આમ કરવુ ઘટતુ નથી (કારણ કે તે સત્પુરૂષોને તથા સત્શાસ્ત્રોને સેવીને તારો પોતાનો ધર્મ સારી રીતે જાણ્યો છે. ) ( અનિત્ય પ્રાણી પદાર્થોમા સ્નેહ અગર મોહ કરવો તે હૃદયનું તુચ્છ સ્વરૂપ છે ) મનની ક્ષુદ્ર નબળાઇને તજીને, હે શત્રુઓને તાપ આપનાર ! ઉભો થા–યુદ્ધ કરવા સજ્જ થા

વિવેચન—**क्लैब्य**નો અર્થ નપુસકપણું થાય છે, પણ અહી તે અર્થ શોભતો નથી, માટે અહી તેનો અર્થ–'અધિરાઇ' અગર 'મોહ' કરવો, તે ઠીક વાત છે આ શ્લોકમાજ શ્રી કૃષ્ણ તેને હે '**परंतप**' કહીને બોલાવે છે, તે સૂચવે છે કે, અર્જુન નપુસક નથી ચોથા શ્લોકથી અર્જુન જવાબ આપે છે, તેમા પણ–'પૂજ્ય અને સગા સબધિ મીત્રોને હણવા હુ ખુશી નથી' એવુ અર્જુન કહે છે અને આવો મોહ પણ અત્યારેજ–આ રણભૂમિમાજ–થયો છે કારણ કે 'સબધીઓ સાથે લડવાનુ છે,' તે વાત અર્જુન શુ રણમા આવ્યા પહેલા, નહોતો જાણતો ? જાણતોજ હતો મને તો લાગે છે કે, અર્જુનને આ મોહ, આપણે માટેજ થયો છે–કારણ કે તે મોહનો નિકાલ કરવા માટે, કૃપાળુ ભગવાને અર્જુનને જે ઉપદેશ કર્યો છે, તે આપણે સાભળવા લાયક છે–તે શ્રવણ દ્વારા આપણુ કલ્યાણ થઈ શકે તેમ છે

**अर्जुन उवाच—**

**कथं भीष्ममहं संख्ये, द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि, पूजार्हावरिसूदन ॥ ४ ॥**

**કથ ભીષ્મમહ સખ્યે, દ્રોણ ચ મધુસૂદન ॥**
**ઇષુભિ પ્રતિયોત્સ્યામિ, પૂજાર્હાવરિસૂદન ॥ ૪ ॥**

---

૪ પદચ્છેદ.—**मधुसूदन** !—હે કૃષ્ણ **अहम् कथम् प्रतियोत्स्यामि**–હુ કેવી રીતે સામો લડીશ ? **संख्ये**–યુદ્ધમા **इषुभि**–બાણો વડે **भीष्मम् द्रोणम् च**–ભીષ્મ તથા દ્રોણાચાર્યની સાથે **पूजा अर्हत: इति पूजार्हौ** પુજા કરવા યોગ્ય એવા ( ભીષ્મ તથા દ્રોણની સાથે )

**પદાનિ—કથ—ભીષ્મ—અહ—સખ્યે—દ્રોણ—ચ—મધુસૂદન**
**ઇષુભિ—પ્રતિયોત્સ્યામિ—પૂજાર્હૌ—અરિસૂદન ॥ ૪ ॥**

અર્થ—અર્જુન બોલ્યો કે—હે મધુસૂદન ! હે અરિસૂદન (દુશ્મનોનો નાશ કરનાર !) ભીષ્મ અને દ્રોણાચાર્ય, જેઓ પૂજન કરવા યોગ્ય છે—એટલે જેઓ મારા વડીલો છે—તેમને બાણો વડે હુ કેવી રીતે પ્રહાર કરી શકુ ?

વિવેચન—આ શ્લોકમા શ્રીકૃષ્ણને '**मधुसूदन**' તથા '**अरिसूदन**' એવા બે સબોધનથી સબોધ્યા છે પ્રથમ '**मधुसूदन**' થી એમ સુચવે છે કે 'કદિ મારામા ગર્વ થાય તો તેનો નાશ કરનાર આપ છો' એટલે—'આપે મારો ગર્વ અગર આતરમલિનતા મટાડવી ઘટે છે' બીજુ સબોધન—'**अरिसूदन**' થી એમ સૂચવે છે કે—ભલે મોટા મોટા સમર્થ યોદ્ધાઓ સામે હોય, પણ આપ કે જે દુશ્મનોને હણવામા કુશળ છો, તે મારી સાથે છો, તેથી મારે ડરવાનુ કશુ કારણ નથી કોઈ કહે કે—"અર્જુને વિહવળતાથી શ્રીકૃષ્ણને આ પ્રમાણે, બે વખત સબોધ્યા છે" ભલે તેઓ તેમ કહે—પણ મને ઉપર પ્રમાણે ભાવ ગમે છે શાસ્ત્ર કહે છે કે—

**गुरु हुंकृत्य तुंकृत्य, विप्रान्निर्जित्य वादत. ।**
**श्मशाने जायते वृक्ष , कंकगृध्रोपसेवित ॥**

[ અર્થ—જે પુરૂષ વડીલોને હુકારે ટુકારે બોલાવે છે, અને બ્રાહ્મણો સાથે વાદ કરી બ્રાહ્મણોને પજવે છે, તે પુરૂષ સ્મશાનમા કાગડા અને ગીધોને બેસવા માટે વૃક્ષ થાય છે. ]

"શબ્દ માત્રથી ગુરૂનુ અપમાન જેઓ કરે, તેમની આ સ્થીતિ થાય, તો જે હથીયારથી ગુરૂને હણે, તેમની કેવી સ્થીતિ થાય !"

હવે પાચમા શ્લોકમા '**गुरु** શબ્દ આવશે '**गुरु**' શબ્દ સબધી થોડી વાત કરી લઇએ, તો તે શ્લોક સમજવાની વિશેષ સરલતા થાય.

निषेकादीनि कर्माणि, यः करोति यथाविधि ।
संभावयति चान्नेन, स विप्रो गुरुरुच्यते ॥

( મનુસ્મૃતિ ૨-૧૪૨ )

[ અર્થ—જે બ્રાહ્મણ આપણને ગર્ભાધાનાદિ સસ્કાર, વિધિ પ્રમાણે કરે, તે ગુરૂ છે, તથા જે (કુલપતિ) અન્નથી પોષણ કરે છે તે પણ ગુરૂ કહેવાય છે ]

अल्प वा बहु वा यस्य, श्रुतस्योपकरोति य ।
तम् अपि इह गुरु विद्याच्छ्रुतोपक्रियया तया ॥

મનુસ્મૃતિ ( ૨-૧૪૯ )

[ અર્થ—જે બ્રાહ્મણ, પોતાની આજીવકાને અર્થે, શિષ્યને થોડો અગર વધારે વિદ્યાભ્યાસ કરાવે તે બ્રાહ્મણ પણ વિદ્યાદાતા ગુરૂ ગણાય છે ]

કુટુબમા પિતા, કાકા, મામા, મોટા ભાઈ વિગેરે વડીલો પણ હારિતસ્મૃતિને આધારે ગુરૂ ગણાય છે.

ગુરૂ એટલે—" ગર્ભાધાનાદિ–ઉપવીત–કઠી વિગેરે સસ્કાર કરનાર, અન્નથી પોષણ કરનાર, વિદ્યાભ્યાસ કરાવનાર, અગર કુટુબના વડીલો–એટલોજ અર્થ અહી આપણે જરૂરનો છે સદ્-વિદ્યા કહેતા બ્રહ્મવિદ્યા સદ્‌વિદ્યાના આપનાર સદ્‌ગુરૂ કહેવાય છે તે અર્થ અહી નથી સદ્‌ગુરૂનુ કાર્ય કરવા અહી શ્રીકૃષ્ણ પોતે ઉભા છે શ્રીકૃષ્ણ અને અર્જુન ઘણા દિવસ સાથે રહ્યા, છતા અત્યારે અર્જુનને જ્ઞાનની ગરજ થતા, પ્રભુએ ઘણા ખુલાસા કર્યા. જ્ઞાન વિના અર્જુનને ચાલ્યું નથી–ઉદ્ધવને પણ ચાલ્યું નથી, છતા અત્યારે જ્યા–ત્યા ગુરૂ આપણને કહે છે કે–" બસ, મારા દર્શન કરો–બસ, મારી પધરામણી કરો–બસ, મને પૈસા આપો, અમે તમારે પૈસે મોજ ઉડાવીએ અને તમે જુઓ, તમારે ઘેર પુત્ર–પુત્રી અવતરે ત્યારે તેને અહી લાવજો, હું તેના કાનમા ગુરૂમત્રની ફુક મારીશ " યાદ રાખજો કે આવી ફુકથી અજ્ઞાન

નનો પહાડ ખસે તેમ નથી. અહર્નિશ સ્વતંત્ર ઉપદેશની જરૂર છે. એક સુજ્ઞ કવિ કહેતા હતા કે—

—દોહરો—

વેદ ગયા–ગીતા ગઇ, ગઇ જ્ઞાનની ટુક,
ગજબ ગુજારે હીદમા, મહારાજની ફુંક

ગુરૂ બન્યા હોય તેમણે, વેદમાથી, ગીતામાથી, અગર મોટા પુરૂષોના જીવનચરિત્રના દાખલા દ્રષ્ટાંતોથી, શિષ્યોને–તેમના અધિકાર પ્રમાણે, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ, અહર્નીશ આપવાની જરૂર છે જ્યા ઉપદેશમા માત્ર ફુંકજ રહી હોય, ત્યાથી એકદમ દૂર ખસી જાઓ જોતજોતામા આયુષ્ય ખુટી જશે–જ્ઞાન વિના ગજબ ઉભો રહેશે આ સબંધી વિશેષ ખુલાસા આપણે આગળ કરીશુ.

गुरूनहत्वा हि महानुभावान्,
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ॥
हत्वार्थकामांस्तु गुरुनिहैव,
भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

૫ પદચ્છેદ —[ **महान् अनुभाव** ( પ્રતાપ ) **येषाम् ते महानुभावा तान महानुभावान्** ] **महानुभावान् गुरून् अहत्वा**–મહા પ્રતાપી એવા વડીલોને નહી મારીને, એટલે તેમને મારવા કરતા–**हि** ખરેખર, વાસ્તવિક રીતે **इह लोके**–આ સસારમા [ **भिक्षाया इदम् भैक्ष्यम्**–માગી આણેલુ ) **भैक्ष्यम् भोकतुम् श्रेय**–ભીક્ષા માગીને ખાવુ તે ઉત્તમ (છે) [ **अर्थान् कामयन्ते इति अर्थकामा, तान अर्थकामान** દ્રવ્યની કામના વાળા અગર સ્વાર્થી ] **अर्थकामान् तु गुरून् अहत्वा** અર્થની કામના વાળા છે તો પણ ગુરૂ છે માટે તેમને નહીં હણીને, **इह एव**–આ સસારમાજ **भुंजीय** [ શુ હુ ] ભોગવુ ! [ **रुधिरेण प्रदिग्धा रुधिरप्रदग्धाः तान्–रुधिरप्रदिग्धान् भोगान्** ( લોહીથી ખરડાએલા ભોગોને. )

ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્,
શ્રેયો ભોકતું ભૈક્ષ્યમપીહ લોકે ॥
હત્વાર્થકામાસ્તુ ગુરૂનિહૈવ,
ભુંજીય ભોગાન્ રૂધિરપ્રદિગ્ધાન્ ॥ ૫ ॥

પદાનિ—ગુરૂન્–અહત્વા–હિ–મહાનુભાવાન–
શ્રેય –ભોકતુ–ભૈક્ષ્ય–અપિ–ઇહ–લોકે–
હત્વા– અર્થકામાન્–તુ–ગુરૂન્–ઇહ–એવ–
ભુ જીય–ભોગાન્–રૂધિરપ્રદિગ્ધાન્–

અર્થ—અર્જુન આગળ કહે છે કે–હે શ્રી કૃષ્ણ ! અત્યન્ત ઉદાર અંત કરણવાળા ભીષ્મ તથા દ્રોણ વિગેરે વડીલોને મારવા કરતા–એટલે–તેઓને મારીને સુખ ભોગવવા કરતા–આ સંસારમા ભીખમાગીને જીવવુ, તે મને વિશેષ કલ્યાણકારી લાગે છે, ( કોઇને એમ શકા થાય કે– " આ વડીલો અત્યારે પોતાનો ધર્મ ચૂકી–એટલે–કાર્યાકાર્યનો વિચાર તજી–મારા જેવા શિષ્યને હણવા કેમ તૈયાર થયા છે ? અને અધર્મી દુર્યોધનને મદદ કરવા કેમ તત્પર થયાછે ?" તો તેના જવાબમા મારે જણાવવાનું છે કે–) ભલે તેઓ ધનની કામનાવાળા–લોભી–બન્યા હોય, તોપણ તેઓને હણીને, (તેઓના) લોહીથી ખરડાએલા ભોગો, શુ મારે આ સસારમા ( આ દેહે ) ભોગવવા ?

વિવેચન—અર્જુન વિચાર કરે છે કે " આ સસારમા–એટલે આ દેહથી અગર આ અવતારથી, હુ તેમનો ઋણી બન્યો છઉ, છતા તે ઋણનો બદલો, આવી રીતે–આ દેહથીજ– તેમને હણીને વાળુ, તે વાત મને બીલકુલ ગમતી નથી એટલે–એવુ બનવાનુ હોય તો ભલે બીજે દેહ ધારણ કરૂ ત્યારે બને, પણ આ દેહે તો મારે તેઓ પૂજ્ય છે–એટલે મારાથી તેઓને હણી શકાય તેમ નથી " આ શ્લોકમા અર્જુને જણાવ્યું છે કે–' ગુરૂઓ લોભી બન્યા છે છતા, તેમને હણીને, તેમના લોહીથી ખરડાએલા

ભોગો મારે ભોગવવા નથી ’ ગુરૂ પોતાનો ધર્મ ચૂકે ત્યારે તેમની સાથે કેવુ વર્તન રાખવુ, તે સબધમા એક સ્મૃતિ એવુ કહે છે કે–

गुरोरप्यवलिप्तस्य, कार्याकार्यमजानत. ।
उत्पथप्रतिपन्नस्य, परित्यागो विधीयते ॥

[ અર્થ—ગુરૂ તજવા લાયક નથી, છતા તેઓશ્રી જો મદોન્મત હોય, કાર્ય તથા અકાર્યના વિચાર રહિત હોય, અને અવળે માગ ચાલતા હોય, તો તજવા લાયક છે ] તાત્પર્ય–સમુદ્ર પાર જવા ઈચ્છનારે વહાણ અગર આગબોટ ( સ્ટીમર ) નો આશરો લેવાની ખાસ જરૂર છે, છતા જ્યારે તેમા કાણા પડે છે ત્યારે ભર દરીએ, તે વહાણ અગર સ્ટીમરનો ત્યાગ કરવો પડે છે. તે નિયમાનુસાર ભીષ્મ, દ્રોણ વિગેરે વડીલો, સમભાવ છોડી પક્ષપાત કરવા બેઠા છે માટે તજવા લાયક થયા છે.

લડાઇ શરૂ કરવા અગાઉ, ગુરૂજનોને પગે લાગવા, તથા તેમનો આશીર્વાદ લેવા માટે, યુધિષ્ઠિર પોતાના બધુઓ સહિત, કૌરવદળમા પધાર્યા, ત્યારે ભીષ્મે–મહાભારત ભીષ્મ પર્વ અ ૪૩ શ્લોક (૪૧) મા, દ્રોણાચાર્યે—તેજ અધ્યાયના (૫૬) મા શ્લોકમા, કૃપાચાર્યે—તેજ અધ્યાયના (૭૧) શ્લોકમા, અને મદ્રદેશના રાજા શલ્યે—તેજ અધ્યાયના (૮૨) મા શ્લોકમા, નીચેના શબ્દોથી પોતાનો દોષ કબુલ કર્યો છે તેજ અધ્યાયના (૬૦) શ્લોકમા દ્રોણ તો એવુ પણ બોલ્યા કે–‘ જ્યા ધર્મ ત્યા શ્રીકૃષ્ણ–અને–જ્યા શ્રીકૃષ્ણ ત્યા વિજય ’

શ્લોક

अर्थस्य पुरुषो दासो, दास्त्वर्थो न कस्यचित् ।
इति सत्य महाराज ', बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥

[ અર્થ—પુરૂષ ધનનો દાસ છે, અને ધન કોઇનો દાસ નથી હે યુધિષ્ઠિર મહારાજ ! હુ કૌરવોથી ધન માટે બધાઇ ગયો છઉ ]

આ શ્લોકમા ગુરૂઓને "મહાનુભાવાન્-મોટા પ્રતાપવાળા" કહ્યા છે. તે સબધી પણ થોડો વિચાર કરીએ શ્રવણ, મનન, તપ, સદાચાર અને અધ્યયનાદિ શ્રેષ્ઠ ગુણો હોય, અને કામાદિ શત્રુઓને જેમણે જીત્યા હોય, તે મહાનુભાવ પુરૂષ ગણાય. અહી એવી પણ શકા થાય છે કે-શ્લોક-

धर्मव्यतीक्रमो दृष्ट, ईश्वराणा च साहसम् ।
तेजीयसा न दोषाय, वह्नि सर्वभुजो यथा ॥

અર્થ—ધર્મ વિરૂદ્ધ આચરણ અને સાહસ મોટા પુરૂષોમાં (પણ) દેખેલા છે જેમ સર્વ ભક્ષી અગ્નિમા આભડછેટનો દોષ હોતો નથી, તેમ મોટા પુરૂષોને ધર્મ વિરૂદ્ધ આચરણ તથા સાહસ, દોષ રૂપ ગણાતા નથી

મોક્ષવાણી પાનુ ૧૩—ચોપાઇ.

સમરથકો નહી દોષ ગુસાઇ, રવિપાવક સુરસરીકી નાઇ.

તાત્પર્ય—' ભીષ્મ, દ્રોણ વિગરે સમર્થ પુરૂષોમા લોભ, પક્ષપાત વિગેરે જે અવગુણો અત્યારે દેખાય છે, તે દોષો તેઓમાં દોષ રૂપ છે,' એવુ મારે માનવુ ન જોઇએ આવી માન્યતાને લીધે "હુ તેમને મારીને રાજ ભોગવવા કરતા, ભીખ માગીને જીવવા ઇચ્છુ છુ" એવુ અર્જુન બોલ્યો જણાય છે વળી એક ઠેકાણે એવુ પણ કહ્યુ છે કે —

अकृत्वा परसताप-मगत्वा खल मदिरम् ।
अक्लेशयित्वा चात्मान, यदल्पमपि तद्बहु ॥

[ અર્થ—બીજા કોઇને દુખ દીધા વિના, ખળ પુરૂષને ઘેર માગવા ગયા વિના, અને આત્મા-એટલે-પોતાના મનને કાઇ પણ દુખ આપ્યા વિના, જે કાઇ અલ્પ મળે તે ઘણુ છે. ]

આવા વિચારથી પણ અર્જુને વડીલોને મારવાની ના પાડી જણાય છે. હવે આગળ વાત કરીએ.

न चैतद्विद्मः कतरन्नो गरीयो ॥
यद्वा जयेम यदि वा नो जयेयु ॥
यानेव हत्वा न जिजीविषामस्-
तेऽवस्थिता प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

ન ચૈતદ્વિદ્મ કતરન્નો ગરીયો ॥
યદ્વા જયેમ યદિ વા નો જયેયુ ॥
યાનેવ હત્વા ન જિજીવિષામસ્-
તેડવસ્થિતા પ્રમુખે ધાર્તરાષ્ટ્રા ॥ ૬ ॥

**પદાનિ**—ન–ચ–એતત્–વિદ્મ –કતરત્–ન –ગરીય –
યદ્–વા–જયેમ–યદિ–વા–ન –જયેયુ –
યાન્–એવ–હત્વા–ન–જિજીવિષામ
તે–અવસ્થિતા –પ્રમુખે–ધાર્તરાષ્ટ્રા –

અર્થ—(યુદ્ધ કરવુ, કે ભીખ માગીને નિર્વાહ કરી જીવવુ) તે બે બાબતમાથી, અમારે માટે શુ વધારે સારૂ છે, તે વાત અમે સમજી શક્તા નથી, તથા આ લોકોને અમે જીતી લેશુ અગર તેઓ અમોને જીતી લેશે, તે વાત પણ અમે ( અત્યારે સમજી શક્તા નથી ) જેઓને હણીને અમે જીવવા ઇચ્છતા નથી, તે ધૃતરાષ્ટ્રના પુત્રો સામેજ ( સજ્જ થઇને ) ઉભા છે

વિવેચન—' કદાચ અમે ન જીતીએ તો અમારે ભીખ માગીને નિર્વાહ કરવોજ પડશે તેથી હાલ અહિંસાનુ પાલન કરી, મેદાન-

૬ પદચ્છેદ —**च**-વળી **वा जयेम**-અમે જીતીએ **यदि वा न जयेयु** -અથવા અમને તેઓ જીતે **यत्-कतरत् न गरीय** -તેમા જે અમને લાભકારી છે (તે) **न एतत् विद्म** -તે અમો જાણતા નથી **यान् एव हत्वा**-જેઓને મારીનજ અગર હણીનેજ [ **जीवितुम् इच्छाम इति जिजीविषाम** ] **न जिजीविषाम** -(અમે) જીવવાને ઇચ્છતા નથી **ते धार्तराष्ट्रा** -ધૃતરાષ્ટ્રના તે પુત્રો **प्रमुखे**-સન્મુખ. **अवस्थिता** -ઉભેલા છે

માંથી ખસી જવુ શુ ખોટુ છે ?' એવી શકા, અર્જુનને થઇ જણાય છે કદાચ અમે જીતીએ, અને તેમ થતા, જે વૈભવ અમે અમારા ભાઇઓને ન બતાવી શકીએ, તો તે વૈભવ પણ નકામો છે લડવું એ ક્ષત્રિયોનો ધર્મ છે, પણ તેમા વડીલો અને સબંધીઓને હણવાનો વિષય છે, તેથી લડવુ કે નહી તેની સમજણ પડતી નથી આ પ્રકારની શકાનો નિવેડો લાવવા અર્જુન આગળ શું પુછે છે તે સાભળો

कार्पण्य–दोषोपहत–स्वभावः
पृच्छामि त्वां धर्म–संमूढ–चेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नं ॥ ७ ॥

કાર્પણ્ય–દોષોપહત–સ્વભાવ
પૃચ્છામિ ત્વા ધર્મ–સમૂઢ–ચેતા ॥
યચ્છ્રેય સ્યાન્નિશ્ચિત બ્રૂહિ તન્મે
શિષ્ય-તેઽહ શાધિ મા ત્વા પ્રપન્ન ॥ ૭ ॥

**પદાનિ**—કાર્પણ્ય–દોષોપહત–સ્વભાવ –
પૃચ્છામિ–ત્વા–ધર્મસમૂઢ ચેતા –

---

૭ પદચ્છેદ —**कृपणस्य भाव कार्पण्य, कार्पण्यं एव दोषः कार्पण्यदोष, तेन उपहत** (નષ્ટ થયો છે) **स्वभाव** (જાતિધર્મ) **यस्य स, कार्पण्यदोषोपहतस्वभाव**–અજ્ઞાનથી થએલા દોષના મોહ વડે જેનો જાતિધર્મ નાશ પામ્યો છે તેવો હુ **धर्मे संमूढ चेतः यस्य स धर्मसंमूढचेता**–ધર્મ અગર ફરજની બાબતમા જેનુ ચિત્ત અતિ મુઢ બની ગયુ છે એવો હુ **त्वा प्रच्छामि**–આપને પૂછુ છુ. **यत् निश्चितम् श्रेय स्यात्**–જે વાસ્તવિક રીતે અગર ખરેખરી રીતે કલ્યાણ કારી હોય (તે). **तत् मे ब्रूहि**–તે મને કહો **अहं ते शिष्य**–હુ કે જે આપનો શિષ્ય (છુ) **त्वाम् प्रपन्नम् माम् शाधि** (**शास् ધાતુ**) હુ કે જે આપને શરણે આવ્યો છઉ તેને શીખામણ દો અગર બોધ કરો

યત્-શ્રેય -સ્યાત્-નિશ્ચિત -બ્રૂહિ-તત્-મે-
શિષ્ય -તે-અહ -શાધિ-મા-ત્વા-પ્રપન્ન -

અર્થ —[कार्पण्य એટલે દીનતા, પણ-અહીં ધનની દીનતા ન સમજવી-પણ-મનની દીનતા સમજવી, એટલે कार्पण्य નો અર્થ 'મોહ' કરવો ] સબધીઓમા થએલા મોહરૂપી દોષથી, જેનો સ્વભાવ-જેનો ક્ષત્રિય ધર્મ-હણાઈ ગયો છે એવો હુ, તથા મારૂ અત્યારે શુ કર્તવ્ય છે, તે બાબત નહી જાણવાથી, ગુચવાઇ ગએલો એવો હુ, (હે શ્રીકૃષ્ણ) આપને નીચે પ્રમાણે પુછુ છઉ જે સાચે સાચુ (મારા માટે) કલ્યાણકારી હોય તે મને કહો હુ આપનો શિષ્ય છઉ, આપને શરણે આવ્યો છઉ-મને ઉપદેશ કરો

વિવેચન—યાજ્ઞવલ્કય ગાર્ગી પ્રત્યે બોલ્યા છે કે—यो वा एतदक्षर गार्ग्यविदित्वा अस्मात् लोकात् प्रैति स कृपण — [ અર્થ-હે ગાર્ગી ! આ અક્ષર બ્રહ્મને, એટલે પરમાત્માને જાણ્યા વિના, જે પુરૂષ (અગર સ્ત્રી), આ સસારમાથી જાય છે, તે કૃપણ છે ] વળી બીજી એક શ્રુતિ કહે છે કે-कृपणो योऽजितेन्द्रिय [ અર્થ-જેની ઇંદ્રિયો વશ નથી તેપણ કૃપણ છે ] તાત્પર્ય-અર્જુન મોહથી દીન બન્યો છે એમ થતા આત્મભાવ ઢકાઇ ગયો છે તે મોહને હઠાવવા શ્રુતિ સ્મૃતિઓના સારરૂપ-દોહનરૂપ-ઉપદેશની માગણી અર્જુને કરી ધર્મશાસ્ત્રની એવી આજ્ઞા છે કે-नापुत्रायाशिष्याय वै पुन [ અર્થ-પુત્ર અગર શિષ્ય હોય તેમનેજ ધર્મનુ રહસ્ય સમજાવાય, બીજાને કહેવાય નહીં ] આ આજ્ઞાનુસાર અર્જુન શિષ્ય બન્યો એક શ્રુતિ કહે છે કે—तद्विज्ञानार्थ स गुरुमेवाभिगच्छेत्समित्पाणि श्रोत्रिय ब्रह्मनिष्ठम् અર્થ-[ બ્રહ્મજ્ઞાનને માટે જેને જીજ્ઞાસા થાય તેણે, ઘણીજ નમ્રતા પૂર્વક, શ્રોત્રિય અને બ્રહ્મમા શ્રદ્ધા અગર પ્રીતિ રાખવાવાળા ગુરૂ પાસે જવુ ] આ નિયમાનુસાર 'त्वाम प्रपन्नम्' એમ કહીને અર્જુન પુછે છે જેમ અધકાર ફેલાતા આખ પાસેની ચીજ પણ દેખાતી નથી. તેમ મોહ પ્રાપ્ત થતા સત્યાસત્યનુ ભાન ભલાય છે

શિષ્ય તરીકેની અર્જુનની યોગ્યતાનો વિચાર કરીએ તો-ગીતા-પ્રથમ અધ્યાયના ૩૨ મા શ્લોકમા અર્જુન બોલ્યો છે કે- " किं न राज्येन, किं न भोगै " તેથી અર્જુન પોતાના શમ અને દમ સુચવે છે, તથા તેજ શ્લોકમા ' न काङ्क्षे विजयं कृष्ण ' તથા તે પછી ૩૫ મા શ્લોકમા ' अपि त्रैलोक्यराज्यस्य हेतोः એમ કહી, અર્જુને આલોક તથા પરલોકના ભોગોમા, વૈરાગ્ય બતાવ્યો આગળ (૩૮) મા શ્લોકમા, ' यद्यप्येते न पश्यन्ति ' એમ કહીને પોતાની નિર્લોભના બતાવી છે વિગેરે વાતચિતોથી, જ્ઞાનના જીજ્ઞાસુ તરીકેની પોતાની યોગ્યતાનુ સૂચન, અર્જુને કરાવ્યુ છે અત્યારે ધર્મને રસ્તે લોકો પ્રયત્ન ઘણો કરે છે, પણ સફળતા ઘણીજ ઓછી છે. તેનું કારણ-વણે ઠેકાણે-ગુરૂમા ગુરૂત્વ નથી-શિષ્યમા શિષ્યત્વ નથી 'ગુરૂત્વ' એટલે મોટો આડબર રાખે અગર મોટા હાથી ઉપર બેસીને પધારે તે નહી શિષ્યો લાખો રૂપૈયા વાપરે છે, પણ પરિણામ-ફળ-કાંઇ નથી, કારણકે તેમા શિષ્યત્વ નથી હવે આગળ અર્જુન શુ કહે છે તે સાભળો —

न हि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोक-मुच्छ्रोषणमिन्द्रियाणाम् ॥
अवाप्य भूमावसपत्न-मृद्ध
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

---

૮ પદચ્છેદ —मम इन्द्रियाणाम् उच्छोषणम् शोकम्-ઇંદ્રિયોને સૂકવી નાખે એવા મારા શોકને यत् अपनुद्यात् ( अप×नुद् )-જે શમાવે न हि प्रपश्यामि-( તેને ) હુ જોતોજ નથી भूमौ-આ મમા રમા-અગર આ પૃથ્વિ ઉપર [ नास्ति सपत्न ( શત્રુ ) यस्मिन् तत् असपत्न ] असपत्न ऋद्ध राज्य-શત્રુ વિનાનુ અને સમૃદ્ધિવાળુ રાજ્ય च-અને सुराणाम् आधिपत्यम् [ अधिपते भाव आधिपत्यं ] अपि-દેવલોકોનુ અધિપતિપણુ એટલે ઇંદ્રાસનને પણ अवाप्य-પામીને અગર મેળવીને

ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યાદ્
યચ્છોક-મુચ્છોષણમિન્દ્રિયાણામ્ ॥
અવાપ્ય ભૂમાવસપત્ન-મૃદ્ધં
રાજ્ય સુરાણામપિ ચાધિપત્યમ્ ॥ ૮ ॥

પદાનિ—ન હિ–પ્રપશ્યામિ–મમ–અપનુદ્યાત્–
યત્–શોક–ઉચ્છોષણ–ઇન્દ્રિયાણા–
અવાપ્ય–ભૂમૌ–અસપત્ન ઋદ્ધ–
રાજ્ય–સુરાણા–અપિ–ચ–આધિપત્યમ્–

અર્થ—અર્જુન આગળ કહે છે કે—જે શ્રેય અગર જે કલ્યાણ, ઇદ્રિયોને સુકવી નાખનારા મારા શોકને સમાવે, તે કલ્યાણને, હુ બીલકુલ જોઇ શકતો નથી પૃથ્વીમા શત્રુઓ વિનાનુ અને ધન–ધાન્યની સમૃદ્ધિવાળુ, રાજ્ય મળે, અગર (સ્વર્ગમા) દેવતાઓનુ અધિપતીપણુ મળે, તો પણ તેમા, હુ જે શ્રેય માગુ છઉ, તે શ્રેય હોય, એવુ મને જણાતુ નથી–તાત્પર્ય–જે શ્રેયથી ઇદ્રિયોને સુકવી નાખનારો મારો શોક ન સમે, તે સાચુ શ્રેય નથી.

વિવેચન—અર્જુન કહે છે કે—" લડાઇમા હુ જીતુ તોપણ મને શાતી વળશે નહીં–રણમા મરીને સ્વર્ગમા જાઉ તોપણ મને શાતિ વળશે નહીં " તાત્પર્ય બ્રહ્મા સુધીનો વૈભવ વાસ્તવિક–નિત્ય–સુખ આપી શકે તેમ નથી આ વાતને વધારે સ્પષ્ટ કરીને કહીએ કે–જેમ શેકેલુ બીજ, ગમે તેવી ઉત્તમ જમીનમા વાવીએ, અને તેને ગમે તેવી ઉત્તમ સભાળથી પાણી પાઇને ઉછેરીએ, તોપણ તે ઉગવાનુ નથી અગર જેનુ મૃત્યુ નિર્માણ થઇ ચૂકયુ હોય, તેને ગમે તેવી ઉત્તમ દવા આપીએ, તો તે દવા બગાડવા જેવુ છે તેવી રીતે બ્રહ્મ જીજ્ઞાસુ પુરૂષને આલોક અને પરલોકના ગમે તેવા મોટા ભોગ તુચ્છ જણાય છે. એ પ્રમાણે વૈભવો તુચ્છ જણાતા–

**દોહરો**

કામી નારી પીયારી જીમી, લોભી પ્રિય જીમી દામ,
તીમી રઘુનાથ નિરંતર, પ્રિય લાગહુ મોહી રામ સીયાવર૦

જેમ માદાને વૈદ વ્હાલો લાગે, તેમ બ્રહ્મ જીજ્ઞાસુને સદ્‌ગુરૂ વ્હાલા લાગે 'વ્હાલા લાગે' એટલે—આ સંસારના તમામ સંબંધના કરતા, સદ્‌ગુરૂનો સંબંધ અલૌકીક છે એવુ ભાન થાય ભાન થતાં તેમની સેવામા પ્રીતિ થાય સદ્‌ગુરૂ પ્રસન્ન થતા, તેઓશ્રીના હૃદયમા સ્થીર થએલુ બ્રહ્મ જ્ઞાન, મુખદ્વારા ઉભરાય શ્રવણમા પ્રીતિ થતા તે પ્રમાણે વર્તન કરવા આગ્રહ થાય ભવસાગર ઉતરી જવા ખંત વધે, " सोऽहं भगवन् शोचामि तं मा भगवान् शोकस्य पारं तारयतु ॥ અર્થ—હુ કે જે શોક કર્યા કરૂ છઉ તેને હે ભગવાન્ ! ભવસાગરને પાર ઉતારો " આ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદ્‌મા નારદજીએ, બ્રહ્મવિદ્યા સંબંધી સનતકુમારને પ્રશ્ન કર્યો હતો જેમ સળગતો પર્વત શાંતિ માટે, મહામેઘની યાચના કરે છે, તેમ સળગતા હૃદયવાળો અર્જુન, શાંતિ માટે, મહા મેઘસમાન પ્યારા શ્રીકૃષ્ણની પ્રાર્થના કરે છે, હવે આગળ સાભળો

सजय उवाच.

एवमुक्त्वा हृषीकेश, गुडाकेशः परतपः ॥
न योत्स्य इति गोविन्द-मुक्त्वा तूष्णीं बभूव ह ॥

એવમુક્ત્વા હૃષીકેશ, ગુડાકેશ પરંતપઃ ॥
ન યોત્સ્ય ઈતિ ગોવિન્દ-મુક્ત્વા તૂષ્ણી બભૂવ હ ॥ ૯ ॥

**પદાનિ**—એવ—ઉક્ત્વા—હૃષીકેશ—ગુડાકેશ—પરંતપ—
ન—યોત્સ્યે—ઈતિ—ગોવિંદ—ઉક્ત્વા—તૂષ્ણી—બભૂવ—હ—

૯ પદચ્છેદ —**एवं हृषीकेश उक्त्वा**—આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહીને **गुडाकेश. परतप**—જેણે નિદ્રાને જીતી છે તથા જે શત્રુને તપાવનારો છે એવા અર્જુને **न योत्स्ये इति गोविंदम उक्त्वा**—' નહિ લડુ ' એવુ ગોવિંદને કહીને **तूष्णीं बभूव ह**—મૌન ધારણ કર્યુ

અર્થ—સંજય બોલ્યો કે–હે ધૃતરાષ્ટ્ર રાજા ! આ પ્રમાણે–એટલે ઉપર પ્રમાણે–શ્રી કૃષ્ણને કહીને, શત્રુઓને તપાસનારો અર્જુન, "હું હવે લડીશ નહીં," એવું શ્રીકૃષ્ણને કહીને શાંત થઇ ગયો–બોલવાનું બંધ કર્યું.

વિવેચન—શ્લોકની બીજી લીટીમાં 'ह' છે તે અર્જુનનો નિશ્ચય સૂચવે છે. 'गोविंद' શબ્દમાં ઘણું રહસ્ય સમાયેલું છે. ઇંદ્રિયો જેને વશ છે એવો, અગર ઇંદ્રિયો વશ કરવાથી જે પ્રાપ્ત થાય છે તે કૃષ્ણ. 'गो' तत्त्वमसि વિગેરે વેદાંત વાક્યો, અને 'विंद' એટલે તે વાક્યો વડે જેમની પ્રાપ્તિ થાય છે તે, એટલું યાદ ન રહેતો 'ગાયોનો ગોવાળ'

પદ

ચરાવે ધેનુ–ચરાવે ધેનુ–ચરાવે ધેનુ–
હો–યમુનાકે તીરે–હો યમુનાકે તીરે–હો યમુનાકે તીરે–
હા–હા–બજાવે બંસી–બજાવે બંસી–બજાવે બંસી–

ગમે તે રીતે પણ પ્યારા શ્રી કૃષ્ણમાં પ્રેમ કરો. ગમે તે રીતે તેના ગુણ ગાઓ અને સાંભળો. હવે 'परंतप' શબ્દ સંબંધી વિચાર કરીએ. કોઈ કોઇ ટીકાકાર તેને સંબોધન વિભક્તિમાં લઈ, 'ધૃતરાષ્ટ્રને સંજયે ' પરંતપ' કહ્યું ' એમ કહે છે તે કરતાં આ વિશેષણ અર્જુનને લગાડવું એ ઠીક છે.

तमुवाच हृषीकेशः, प्रहसन्निव भारत ॥
सेनयोरुभयोर्मध्ये, विषीदंतमिदं वचः ॥ १० ॥

તમુવાચ હૃષીકેશ પ્રહસન્નિવ ભારત ॥
સેનયોરૂભયોર્મધ્યે, વિષીદંતમિદં વચ ॥૧૦॥

---

૧૦ પદચ્છેદ—भारत–હે ધૃતરાષ્ટ્ર ! तम विषीदंत हृषीकेश उवाच–તે ખેદ કરતા અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું. प्रहसति इति प्रहसन्, प्रहसन् इव–જાણે હસતા હોય તેમ. इदं वच–આ વચન. उभयो. सेनयोः मध्ये–બેઉ સૈન્યના મધ્ય ભાગમાં

પદાનિ—ત -ઉવાચ-હૃષીકેશ -પ્રહસન-ઇવ-ભારત-
સેનયો -ઉભયો -મધ્યે-વિષીદ ત -ઈદ -વચ -

[ પાડવ કૌરવોના બન્ને લશ્કરોની વચ્ચે અર્જુનનો રથ શ્રી કૃષ્ણે ઉભો રાખ્યો હતો, તે વાત આપણે, આગળ પ્રથમ અ ના ૨૪ મા શ્લોકમા, જણાવી છે તેથી અર્જુન બેઉ સૈન્યની વચ્ચે ઉભેલા રથમા છે, એ વાત આપ સહેલાઈથી સમજી શકશો હવે આ શ્લોકનો અર્થ સાભળો ]

અર્થ—સજય આગળ કહે છે કે-હે ભારત ! એટલે હે ધૃતરાષ્ટ્ર રાજા ! બન્ને સૈન્યની વચમા ( ઉભેલા રથમા ) શોક કરતા અર્જુન પ્રત્યે, શ્રીકૃષ્ણ, જાણે હસતા હોય તેમ, નીચે પ્રમાણે બોલ્યા

વિવેચન—યુદ્ધ કરવુ એ પોતાનો ધર્મ છે, અને તેમાં પોતાનો સ્વાર્થ પણ છે એ વાત પોતે સમજે છે, છતા ધર્મ વિરોધી મોહરૂપ વિષાદ, અર્જુનને થયો છે તે જોઇ, અર્જુનને શરમાવવાના હેતુથી, શ્રી કૃષ્ણ હસે છે-મશ્કરી કરે છે અર્જુનને શરમાવવાનો ભાવ આ અધ્યાયમા આગળ ૩૧ થી ૩૮ મા શ્લોકમાં શ્રી કૃષ્ણે જણાવ્યો છે અર્જુનને થયેલો મોહ બે પ્રકારનો છે-એક સાધારણ મોહ-બીજો અસાધારણ મોહ. સર્વ સસારધર્મથી વર્જીત, પરબ્રહ્મ એવા આત્મામા, સ્થુળ-સુક્ષ્મ અને કારણરૂપ અવિદ્યાના અવિવેકથી, જે મોહ થાય છે, તે ‘સાધારણ મોહ’ કહેવાય છે તે મોહનો નાશ તત્ત્વજ્ઞાન તથા વિવેક વડે થાય तत्र को मोह ઇત્યાદિ શ્રુતિસિદ્ધ બ્રહ્મ અને આત્માના એકત્વ વિના સાધારણ મોહ મટે તેમ નથી. બીજો અસાધારણ મોહ-યુદ્ધરૂપી સ્વધર્મમા, અનેક હિસારૂપ પાપનો ભાસ થવો, તે ‘અસાધારણ મોહ’ ગણાય આ અસાધારણ મોહનો નાશ, વર્ણાશ્રમના ધર્મના બોધ વડે થાય પોતાને વ્હાલી લાગે તે વસ્તુનો વિયોગ થતા જે દુ ખ થાય તે શોક, અને મોહ એટલે અવિવેક. શોક અને મોહને ઉત્પત્તિ આપનાર અહકાર તથા

મમતા છે અહંકાર અને મમતાની માતા અવિદ્યા છે પ્રથમ અધ્યાયના બીજા શ્લોકમા ' दृष्ट्वा तु पाडवानीकं ' થી આરભીને, ' न योत्स्ये इति गोविंदं ' સુધીનો ગીતાનો ભાગ અવિદ્યા સૂચવનારો છે મોહ નાશ પામે તે સાથે તેના કાર્ય રૂપ શોક પણ નાશ પામે શ્રી આદ્ય શકરાચાર્યના વિવેક ચુ-ડામણી નામના ગ્રન્થમા अंत करणमेतेषु चक्षुरादिषु वर्ष्मणि વિગેરેથી અહકારની વ્યાખ્યા આપી છે કે—' આ ઇદ્રિયો અને આ દેહમા ચિદા ભાસના તેજ વડે, ' હુ ' એવા અભિમાન વડે, અત કરણ રહે છે તે કર્તા ભોક્તાના અભિમાન વાળો અહકાર છે' એમ સમજવુ જેમ ભૂત પ્રેતનુ દુખ જોઇ, ભુવો કોઇ સારા મત્ર જત્રનો ઉપચાર કરવા વિચાર કરે, જેમ ભયકર રોગ જોઇ કુશળ વૈદ્ય અગર ડૉકટર ઉત્તમ ઓષધીઓ વાપરવા તૈયાર થાય, તે પ્રમાણે અર્જુનના મોહ રૂપી ભયકર રોગને મટાડવા, શ્રી કૃષ્ણ રૂપી મહાન્ વૈદ્ય—સદ્‌ગુરૂ, ઉપદેશની ઉત્તમ તૈયારી કરવા લાગ્યા. રૂડા સદ્‌ગુરૂ મળે, તો પણ—જો તેઓશ્રીના વચનમા વિશ્વાસ ન હોય છતા પાળવામા પ્રમાદ થાય, અને પરિણામ શૂન્ય આવે

મોક્ષવાણી પાનુ ૯૨ ચોપાઇ

સદ્‌ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સયમ યહ ને વિષય કર આશા
રઘુપતિ ભક્તિ સજીવન મૂરી, અનુમાન શ્રદ્ધા અતિ રૂરી

મોક્ષવાણી પાનું ૧૩ ચોપાઇ

ગુરૂકે બચન પ્રતીતિ ન જેહી, સ્વપ્નેહુ સુખ શાતિ નહિ તેહી

આપણે ફાવતા નથી તેનું મુખ્ય કારણ આ છે આપણા મૂળમા સડો લાગ્યો છે રૂડા સદ્‌ગુરૂના તોટા છે, અને મળે છે તો આપણે તેઓશ્રીને ઓળખી શકતા નથી મન માન્યા પછી પણ, જો તેઓશ્રી થાબડ થાબડ કરે, તો ત્યા સુધી આપણે તેમ ની સાથે ચાલી શકીએ છઇએ, અને તેઓ જો જરા લડે, તો ત્યાંથી નાશી જઈએ છઇએ કાટો કઢાવનારને સોયના ગોદા ખાવા

પડે છે, જે ગુમાસ્તાઓ નાનપણમા ઘણી ઠોકર ખાઇ, શેઠને રીજવે છે, તે ભવિષ્યમા મોટા શેઠ થઈને બેસે છે, તે વાતને આપણે તદ્દન ચૂકી જઇએ છઇએ શ્રી કૃષ્ણ હવે અગીઆરમા શ્લોકથી અર્જુનને ઉપદેશ આપે છે-પણ તે ઉપદેશ કડક ભાષામા શરૂ કરે છે જેમ માતા પિતાના કોપમા, સ્નેહ ગુપ્ત રીતે સતાઇ રહ્યો હોય છે જેમ ઔષધની કટુતામા-કડવાશમા, આરોગ્ય આપનારૂ અમૃત આવીર્ભાવ પામે છે-પરિણામે પ્રગટ થાય છે, તેમ સદગુરૂએ આપેલા સખત ઠપકામા માનવ જીવનની સફળતા રૂપી મોક્ષ-પરિણામે પ્રગટ થાય છે શ્રી કૃષ્ણ અર્જુનને નીચે પ્રમાણે સભળાવે છે અને આપણને શીખવે છે

श्रीभगवान् उवाच.

अशोच्यानन्वशोचस्त्वं, प्रज्ञावादांश्च भाषसे ॥
गतासूनगतासूंश्च. नानुशोचन्ति पंडिताः ॥ ११ ॥

અશોચ્યાનન્વશોચસ્ત્વ, પ્રજ્ઞાવાદાશ્ચ ભાષસે ।।
ગતાસૂનગતાસૂશ્ચ, નાનુશોચન્તિ પડિતાઃ ।।૧૧ ।।

પદાનિ—અશોચ્યાન્-અનુ અશોચ ત્વ-પ્રજ્ઞાવાદાન્-ચ-ભાષસે-ગતાસૂન્-અગતાસૂન-ચ-ન-અનુશોચાન્ત-પડિતા

અર્થ—શ્રી કૃષ્ણ કહે છે કે-(હે અર્જુન!) જેમનો શોક કરવો યોગ્ય નથી તેમનો તુ શોક કરે છે,-[એટલે-ભીષ્મ-દ્રોણા દિક-એવા નામ રૂપ ધારણ કરવા વાળા આત્માનો તુ શોક કરે છે અને તેઓએ ધારણ કરેલા દેહમા મમત્વબુદ્ધિ રાખી, તે

---

૧૧ પદચ્છેદ—शोचितुम् योग्या शोच्या, न शोच्या इति अशोच्या, तान् अशोच्यान्-જેનો શોક કરવો ન ઘટે તેવાનો अन्वशोच-તુ શોક કરે છે च-અને त्वं भाषसे-તુ બોલે છે प्रज्ञाया वादा प्रज्ञावादा, तान् प्रज्ञावादान्-જ્ઞાનના વચનો पंडिताः न अनुशोचन्ति-પડિતો શોક કરતા નથી गता' असव' येषाम् ते गतासवः तान् गतासून-જેઓના પ્રાણ ગયા છે એવા એટલે મુવેલાનો अगतासून्-નહીં મુવેલા એટલે જીવતાનો

દેહોના નાશથી ડરે છે. ] અને ડાહી ડાહી તત્ત્વવેત્તા પુરૂષો કરે તેવી, વિદ્વતા ભરેલી વાતો કરે છે—એટલે તેવા વચનો બોલેછે [ યાદ રાખ કે-જો તારામા પડિતાઇ હોય, તો પડિતો પ્રમાણે તુ તારૂ વર્તન કર-એટલે-]પડિતો જેમ મરી ગએલા અગર જીવતા ( કોઇનો ) શોક કરતા નથી [ તેમ તુ પણ જો પડિત પણાનુ અભિમાન ધરાવતો હો, તો તારે પણ, મરી ગએલા અગર જીવતા કોઈનો શોક કરવો જોઇએ નહી ]

વિવેચન—ભગવાનને પામવાના અનાદિકાળથી બે માર્ગ ચાલ્યા આવતા જણાય છે આત્મજ્ઞાન મેળવ્યા પછી શુકદેવજી જેવા સસારનો ત્યાગ કરી ભીક્ષા માગતા ફરે છે, અને જનક જેવા બીજા આત્મજ્ઞાની, આત્મજ્ઞાન થયા પછી-પણ-સ્વધર્મ પ્રમાણે વર્તી, લોક કલ્યાણ માટે સેકડો ઉથલ પાથલ કર્યા કરે છે આ યુગમા નરસિહ મહેતા, મીરાબાઇ, તુકારામ, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્યજી, મહાત્મા ગાધી, ટોલ્સ્ટૉય, રાયચદજી અને એવા બીજા સમર્થ પુરૂ જનકની લાઇનના છે પ્રથમ માર્ગને 'સાખ્ય' અગર 'સાખ્યનિષ્ટા' કહે છે, અને બીજા માર્ગને 'કર્મયોગ' અથવા 'યોગ' એવુ નામ આપ્યું જણાય છે ( ગીતા અ ૩-૩ ) શ્રીકૃષ્ણને બીજો માર્ગ વિશેષ વ્હાલો છે, એવુ ગીતારૂપી ચાટલામા ( ગીતા ૫-૨ મા ) આપણે જોઇ શકીએ છઇએ કારણકે અર્જુનને, આત્મજ્ઞાન પ્રાપ્ત કરી, માગી ખાઇ આમતેમ ભટકવા કરતા, કર્મ કરવા પ્રેર્યો છે ગીતા ભણી-સાભળી અગર સમજીને, બાહ્ય ત્યાગના કરતા આતર ત્યાગને વધારે કેળવો જો એમ ન કરો તો ગીતાના રહસ્યને સમજ્યા નથી લડાઈ કરવી એ ક્ષત્રિયોનો સ્વધર્મ છે, છતા લડાઈ જેવા ઘોર પાપથી પોતાનું કલ્યાણ થવાનુ નથી, એવી અર્જુનને શકા થતા, શ્રીકૃષ્ણે તેને પ્રથમ સાખ્યનો ઉપદેશ કર્યો તે દ્વારા તેના મનને શાત કરી-વશ કરી-પછી આ અધ્યાયના ૩૯ મા શ્લોકથી કર્મયોગની પ્રશસા કરી અઢાર અધ્યાય સુધીના ઉપદેશમાં કર્મયોગ ઉપર ભાર દઈ, અર્જુનને છેવટે કર્મમાજ

જોડયો છે આપણે-ગીતા સાભળનાર અગર ગીતાના વાંચનારે વર્ણાશ્રમના ધર્મ, જેટલા બને તેટલા પાળવા જોઇએ. એટલી વાત તો ખરી છે કે-વર્ણાશ્રમના ધર્મમાથી બહાર નીકળી-એટલે-સાધુ થઇને-હરિ ભજવા તે સહેલુ છે, કારણકે તેને એક પોતાના પડનીજ ઉપાધી છે, અને વર્ણાશ્રમના ધર્મમા રહી, હરિ ભજવા તે અઘરૂ કામ છે કારણકે તેને અગ્નિમા બેસી અમૃત પીવા જેવુ છે. પગમા બેડી ન હોય, તો તે જ્યા જવુ હોય ત્યા જઈ શકે પગમા બેડી હોય અને દોડે તેને ધન્યવાદ ઘટે છે એજ નિયમાનુસાર મીરા, નરસિહ મહેતા, તુકારામ અમર નામ મુકી ગયા જણાય છે

આ શ્લોકમા ‘ शोचति ’ નો અર્થ ‘ શોક કરવો ’ એવો ન કરતા ‘પરવા કરતા નથી ’, ‘ સારૂ નાઠુ ગણુતા નથી ’ એવો અર્થ કરવો દિવ્ય દૃષ્ટિથી પ્રાણી માત્રમા રહેલા આત્માના દર્શન થાય, અને સ્થૂલ દૃષ્ટિથી, પ્રાણીઓના દેહના દર્શન થાય. અર્જુન સ્થૂલ દૃષ્ટિથી જુએ છે જેમ આધળો માણસ ગાડો થાય ત્યારે આમ તેમ દોડાદોડ કરી, જ્યા ત્યા અફળાય છે તેમ દેહાભિમાની જીવ વિદ્વતાનો ડોળ કરી, આમ તેમ અફળાઇ, પોતે દુખી થાય છે અને બીજાઓને દુખી કરે છે અર્જુનની માન્યતા એવી થઈ ગઈ છે કે-‘ જો હુ મારૂ તોજ તેઓ મરે, અને હુ બચાવુ તોજ તેઓ બચે ’ જન્મ મરણથી જે અનાદિ સિદ્ધ ઘટના, આપોઆપ ચાલી આવે છે, તેને માટે અર્જુન શોક કરે છે ગીતામા ‘तत्त्वमसि’ નો ઉપદેશ છે, એવુ વિદ્વાનો કહે છે પ્રથમથી છ અધ્યાયમા ‘तत्’ સબધી, સાતથી બાર સુધીના અધ્યાયમા ‘ त्व ’ સબધી, અને તેરથી અઢાર સુધીમા ‘असि’ પદ સબધી ઉપદેશ થયો છે ‘तत्’ એટલે ‘ તે પરમાત્મા ‘ त्व ’ એટલે ‘ તુ ’ અને ‘असि’ એટલે ‘ છો ’-કુલ અર્થ—‘ તે તુ છો ’ હવે ‘ પડિત ’ શબ્દ સબધી વાત કરીએ—पंडा-એટલે ‘ આત્મસ્વરૂપનો અનુભવ કરવાની બુદ્ધિ ’ જેમા આ બુદ્ધિ હોય તે પડિત ‘ पाण्डित्यं निर्विद्य ’ એ શ્રુતિના અર્થ પ્રમાણે, પૂર્ણ આત્મજ્ઞાન મેળવે તે પડિત. દક્ષણી ખોખા

પહેરનારા-ખોખાં જેવાં પડિતો-આજકાલબહુ જણાય છે પડિતો થઇ સદ્ વિચારનું પાલન ન કરે-આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન કરે-તો-તે પડિતો સબધી, આપણે કાઇ કહીએ, તેના કરતાં મહાન્ વૈષ્ણવ દયારામ ભાઈ કહે છે તે સાભળો—પદ

શ્રમ કરી બહુ વિદ્યા ભણ્યો, મહા પડિત કહાવ્યો જન
પણ સાર તેનો સમજ્યો નહી, ન થયો ભગવતનો ભક્ત
ભક્તિવિના શ્રમ એ ફળસાર, જેમ ગદ્ધો વહે ચદન ભાર
જેમ અહી મણી મેળવી ધુતવે અહાર-તેમજ તે ઉદર ભરનાર.

સેવો શ્રી કૃષ્ણ કૃપાળુ (૮૭)

કેટલાએક પંડિતો સધ્યાવદનાદિ ક્રિયાઓ પણ કરતા નથી આવી ક્રિયાઓ કરતા લાજે છે, અને અદ્વૈત સિદ્ધાતની વાતો કરવામા મોટાઇ માને છે જ્યા સુધી દક્ષણા માટે તેઓને, લોકોને ઘેર જવુ પડે છે માન પાન માટે અતર અને બાહ્ય લાલસાનો તેઓ નાશ કરી શકતા નથી, ત્યા સુધી સધ્યાવદનાદિ ક્રિયાઓનો ત્યાગ, અને અદ્વૈત સિદ્ધાતની મોટી મોટી વાતો તેમને લજવે છે

न त्वेवाहं जातु नास, न त्वं नेमे जनाधिपाः ॥
न चैव न भविष्यामः, सर्वे वयमतः परम ॥१२॥

ન ત્વેવાહ જાતુ નાસં, ન ત્વં નેમે જનાધિપાઃ ।
ન ચૈવ ન ભવિષ્યામ , સર્વે વયમતઃ પરમ્ ॥૧૨॥

---

૧૨ પદચ્છેદ —तु-પણ जातु-કદિ. आसम्-હતો अहम् जातु न आसम् [ इति ] न-હુ કદિ નહોતો એવુ નથી એટલે હુ પૂર્વે હતોજ न त्व (इति न)-તુ કદિ નહોતો એવુ પણ નથી-એટલે તુ પણ પૂર્વે હતોજ इमे जनाधिपा (न इति न)-આ રાજાઓ કદિ નહોતા એવુ નથી એટલે રાજાઓ પણ પૂર્વે હતાજ च-અને अत परम्-હવે પછી. वयम् सर्वे-આપણે સૌ न एव भविष्याम इति न-નહીંજ થઇશુ એવુ પણ નથી-એટલે આપણે પાછા બીજો અવતાર પણ લઇશુ

પદાનિ—ન તુ—એવ—અહં—જાતુ-ન આસં-ન- ત્વ-ન-ઇમે-જનાધિપાઃ—
ન—ચ—એવ—ન—ભવિષ્યામ -સર્વે-વય -અત —પરમ્-

અર્થ—આ જન્મની પૂર્વે—એટલે—આ દેહ ધારણ કર્યા પહેલાં—હું નહોતો, તુ નહોતો, તેમ આ રાજાઓ નહોતા, એવુ પણ નથી -[એટલે—આ દેહ ધારણ કર્યા પહેલા હુ, તું અને રાજાઓ (ગમે તે દેહમા) હતાજ] તે પ્રમાણે, આ શરીરોનો નાશ થયા પછી, આપણે સર્વે નહી હોઇએ, તેવુ પણ નથી [એટલે—આપણે સર્વે, આ દેહનો ત્યાગ કર્યા પછી, ગમે તે બીજા દેહમા, હોઇશું]

વિવેચન—જેમ સાળ અગર ડાગરમા સમાએલો ચોખો, તેની આસપાસ રહેલા ફોતરાથી જુદો છે, તેમ સ્થૂળ શરીરોમા રહેલો આત્મા, તે સ્થળ દેહોથી જુદો છે તેમા પણ વિશેષ જાણવા જેવુ એ છે કે—દેહ ઉત્પત્તિ તથા નાશ ધર્મવાળો છે, અને આત્મા ત્રણે કાળમા છે—છે ને છેજ તે પણ એવી રીતે કે—પવન કુ કે ત્યારે જળમા તરગો દેખાય, અને પવન શાત થાય ત્યારે તરગ દેખાય નહી—તેવો સબધ દેહ અને આત્માનો છે તાત્પર્ય—આત્મામા प्राक् अभाव નો ગુણ નથી—દેહમા છે અને—આત્મામાં प्रध्वस-अभाव નો ગુણ નથી અને તે ગુણ દેહમા છે વિશેષ વાત એ કરી કે જીવાત્માને પૂર્વ દેહ, આ દેહ તથા હવે પછીના દેહનો સબધ છે તેથીજ સત્શાસ્ત્રો કહે છે કે— जन्मांतरकृत कर्म भुंजंते जंतवोऽधुना ' બીજી વાત જાણવા જેવી એ છે કે—સર્વ જીવાત્માનું અસ્તિત્વ—ત્રણ કાળમા છે, એવી વાત, આ શ્લોકથી સિદ્ધ કરી આપી તે તમામ જીવાત્મા એક છે તે વાત હજી થઇ નથી ' नित्यो नित्याना ' ઇત્યાદિ શ્રુતિને આધારે, કોઇ કોઇ ટીકાકાર જીવનુ અને ઇશ્વરનુ ભીનત્વ સૂચવે છે, પણ તે વાત કેટલી વ્યાજબી છે, તે આપણને આગળ જણાશે. બ્રહ્મ સૂત્રના બીજા અધ્યાયના ત્રીજા પદમા—૧૯—૨૧ અધિકરણમા, આત્માનાં એકત્વ સબધી સારૂ વિવેચન છે

ગીતા ૮-૪ ૧૩-૩૧ મા આત્મા જુદા નથી પણ એક છે એવુ જણાવ્યુ છે.

ખાસ ભલામણ—કોઈ ભાઇ અગર બ્હેનને જ્યારે આપણે અમુક વાત બરાબર સમજાવવી હોય છે, ત્યારે તે વાત શાતિથી સાભળી જવાનુ તેને આપણે કહીએ છઇએ આપણી વાત બરાબર સાભળ્યા પહેલા, જો તે વચમા બોલે છે, તો આપણે તેને અટકાવી, કહીએ છઇએ કે-'એકવાર પુરી વાત તો સાભળો-પછી જે ન સમજાય તે પુછજો' તે નિયમાનુસાર આ ગીતામા, બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરનાર સમર્થ શ્રી કૃષ્ણ છે, સાભળનાર-અગર શકા થઇ ત્યા પ્રશ્ન કરીને પુછનાર, અર્જુન જેવો સત્પુરૂષ છે તે સવાદને ગુથનાર વેદવ્યાસ છે, અને વિસ્તાર અઢાર અધ્યાયમા છે તે અઢારે અધ્યાય સાવધાનતા પૂર્વક, બે ચાર વખત સાભળી લઈએ-ત્યારે ખાત્રી થાય છે કે-આપણને જે જે શકાઓ હતી, તેનુ નિરૂપણ શ્રી કૃષ્ણે, એક નહીંતો બીજા ગમે તે-અધ્યાયમા, કરેલુ છે ગીતા ઉપર વિદ્વાનોએ, શ્લોકે-શ્લોકે અગર શબ્દે-શબ્દે, લાબી-લાબી ટીકાઓ કરી છે હુ જ્યારે આ ગીતા સબધી લખવા બેસુ છઉ, ત્યારે ઘણા ટીકાકારોની વચ્ચે-એટલે ટીકાવાળા ગ્રન્થોની વચ્ચે-બેસીને આ લખુ છઉ. તે ટીકાઓમાથી કાઈ લેવા જેવુ હોય, તો વિવેચનમા, ઘણુજ સરલ રીતે લઉ છઉ આખી ગીતા બરાબર બે ચાર વાર સાભળ્યા પહેલા, સામાન્ય બુદ્ધિવાળા સ્ત્રી પુરૂષોએ, લાબી લાબી ટીકાઓ વાચવી નહી વાચશો તો જરૂર ભુલા પડશો તર્ક વિતર્કનો પાર નથી તર્ક વિતર્ક કરતા શીખશો, તો ગીતામા, આગળ વાચન કરી શકશો નહી ભર દરીએ ચાલતી સ્ટીમર ઉપર, વાયુ પ્રકૃતિવાળા પુરૂષને જરૂર ફેર આવે છે, તેમ માયામા રમતા જીવોને, એટલે કલાક બે કલાક પણ, એકાગ્રતાથી-મૌન બેસી ન શકે, તેવા સ્ત્રી પુરૂષોને-લાબી લાબી ટીકાઓ સાભળતા, તર્ક વિતર્ક રૂપી ફેર ચડયા વિના રહેતો નથી માટે પ્રથમ ગીતાના અઢારે અધ્યાય, બે ચાર વખત બરાબર સાભળી જાઓ, પછી તર્ક કરજો

देहिनोऽस्मिन्यथा देहे, कौमार यौवनं जरा ॥
तथा देहान्तरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥१३॥

દેહિનોઽસ્મિન્યથા દેહે, કૌમાર યૌવનં જરા ॥
તથા દેહાન્તરપ્રાપ્તિર્-ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥૧૩॥

પધાનિ—દેહિન –અસ્મિન્–યથા–દેહે–કૌમાર –યૌવન –જરા–
તથા–દેહાન્તરપ્રાપ્તિ –ધીર –તત્ર–ન–મુહ્યતિ–

અર્થ—( શ્રીકૃષ્ણ આગળ કહે છે કે–હે અર્જુન ! ) આ દેહમા જેવી રીતે જીવાત્માને બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે આ દેહ પડયા પછી, પાછો બીજો દેહ પણ જીવાત્માને અવશ્ય પ્રાપ્ત થાય છે. (માટે) ધીર પુરૂષ તે બાબતમા એટલે જન્મ મરણની બાબતમા–મોહ પામતો નથી. આભો બનતો નથી–એટલે–ધીરપુરૂષને તે જન્મ મરણનો વિષય નવાઈ જેવો લાગતો નથી.

વિવેચન—બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામા જેમ આત્મા એકનો એકજ છે, તથા જાગ્રત, સ્વપ્ન અને સુપુપ્તિ અવસ્થામા પણ આત્મા તો એકજ છે આ ત્રણ સ્થીતિઓ જેમ જીવને સ્વભાવિક છે, તેમ મરણ અને મરણ પછી બીજો દેહ પણ આત્માને સ્વભાવિક છે

મનુષ્ય એટલે કેવળ દેહરૂપી નરી મૂર્તિ નહી, પણ આત્મા અને દેહનો સબધ તેનું નામ મનુષ્ય

---

૧૩ પદચ્છેદ—अस्मिन् देहे–આ દેહમા देहिन–દેહમા રહેવાવાળાને એટલે જીવને यथा–જેવી રીતે कुमारस्य भाव कौमारं–બાલ્યાવસ્થા यून भाव यौवनं–યુવાવસ્થા. जरा–ઘડપણ तथा–તે પ્રમાણે अन्य देह इति देहान्तरं, तस्य प्राप्ति देहान्तरप्राप्ति–બીજા દેહની પ્રાપ્તિ. तत्र–તેમ બને ત્યારે धीर न मुह्यति–ધીરપુરૂષ મોહ પામતો નથી

જેમ આ અવસ્થાઓ સ્વભાવિક છે અને તેથી નવાઇ પામવા જેવું નથી, તેમ સુખ દુ ખ પણ સ્વભાવિક છે, માટે તેથી પણ નવાઇ પામવુ નહી, એવુ હવે આગળ કહે છે તે સાભળો.

मात्रास्पर्शास्तु कौंतेय, शीतोष्णसुखदुःखदा
आगमापायिनोऽनित्यास्‌–तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય, શીતોષ્ણસુખદુઃખદા ॥
આગમાપાયિનોઽનિત્યાસ્—તાસ્તિતિક્ષસ્વ ભારત ॥૧૪॥

**પદાનિ**--માત્રાસ્પર્શા -તુ-કૌ તેય-શીતોષ્ણસુખદુ ખદા
આગમાપાયિન.-અનિત્યા.-તાન્-તિતિક્ષસ્વ—ભારત,

**અર્થ**—હે અર્જુન ! એ પ્રમાણે ઠડી, ગરમી, તથા સુખ દુ ખને આપવા વાળા, ઇદ્રિયોના સ્પર્શથી પ્રાપ્ત થતા વિષયો, પણ આવવા જવાના સ્વભાવવાળા, અને અનિત્ય મૃગજળ જેવા મિથ્યા છે તેઓને હે ભારત ! તુ સહન કર

**વિવેચન**—સુખ જોઈ હરખા નહી, અને દુ ખ જોઇ ગભરા નહી. જેનાથી શબ્દાદિ વિષયોનુ જ્ઞાન થાય છે, તે કાન વિગેરે પાચ જ્ઞાનેદ્રિયો-માત્રા કહેવાય છે શબ્દાદિ વિષયો સાથે સબધ થાય ત્યારે તેનુ નામ 'मात्रास्पर्श' ( मात्रास्पर्श નો સબધ સુખદુ ખ, ટાઢ, તડકો વિગેરે આપનાર છે ) 'आगम' એટલે ઉત્પન્ન થવુ અગર

---

૧૪ પદચ્છેદ —**मात्राणाम्** ( પચતન્માત્રાઓના ) **स्पर्शा मात्रास्पर्शा** -ઇદ્રિઓના સ્પર્શો-એટલે ઇદ્રિઓને વિષયો સાથે સબધ થાય છે તે ક્રિયાઓ **तु**-વળી **कौंतेय**-હે અર્જુન ! **शीतञ्च उष्णञ्च सुखञ्च दु खञ्च शीतोष्णसुखदु खानि, तानि ददति इति शीतोष्णसुख दु खदा** -ટાઢ તડકો વિગેરે લાગવાથી થતા સુખદુ ખને આપનારા **आगमाश्च ते अपायिनश्च** (નાશ) **आगमापायिन** -આવે અને જાય તેવા સ્વભાવના **अनित्या** -અનિત્ય, હમેશા રહે નહિ તેવા. **भारत**-હે **અર્જુન** ! **तान् तितिक्षस्व**-તેને તુ સહન કર

આવવુ, અને 'अपायः' એટલે નાશ પામવો અગર જવુ. શ્લોકની પ્રથમ લીટીમા '**कौंतेय !**' અને બીજી લીટીમા '**हे भारत**' એવા બે સબોધનથી, અર્જુનને કહે છે કે 'તારા માતા પિતા પવિત્ર છે, માટે તારે તારા સાચા ધર્મને ઓળખવો જોઇએ.

હવે જેઓ આ સુખ દુ ખોને સહન કરે છે, તેમને શો ફાયદો થાય છે તે વાત શ્રીકૃષ્ણ કહે છે

यं हि न व्यथयंत्येते, पुरुषं पुरुषर्षभ ॥
समदुःखसुखं धीरं, सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

ય હિ ન વ્યથય ત્યેતે, પુરૂષ પુરૂષર્ષભ ॥
સમદુઃખસુખ ધીર, સોઽમૃતત્વાય કલ્પતે ॥૧૫॥

**પદાનિ**—ય-હિ-ન-વ્યથયતિ-એતે-પુરૂષ-પુરૂષર્ષભ
સમદુ ખસુખ-ધીર-સ-અમૃતત્વાય-કલ્પતે

અર્થ-હે અર્જુન ! હે પુરૂષોમા શ્રેષ્ઠ ! જે પુરૂષ સુખ દુ ખને સમાન માનનારો છે, એટલે-મિથ્યા માનનારો છે-એટલે સુખ દુ ખથી જેમનુ મન ઉચનીચુ થતુ નથી, એવા ધીર પુરૂષને, ઉપર જણાવેલા વિષયના સબધો, હરકત કરી શકતા નથી આ પ્રમાણે તૈયાર થએલો પુરૂષ(જ) મોક્ષને માટે યોગ્ય ગણાય છે

વિવેચન—આ વાતો કરવી સહેલી છે, પણ પ્રસગ આવે છે ત્યારે ધીરજનુ-સમજણનુ-જ્ઞાનનુ-માપ થઇ જાય એવી

---

(૧૫) પદચ્છેદ—**हि**-કારણકે **पुरुषर्षभ**-હે પુરૂષોમા ઉત્તમ એવા અર્જુન ! **यम पुरुष**-જે પુરૂષને [ **दु खञ्च सुखञ्च दु खसुखे, समे दुःखसुखे यस्य स समदु खसुख, तम्** ] **समदु खसुखं धीर**-જેને દુ ખ તથા સુખ સમાન છે એવા ધીરપુરૂષને **एते न व्यथयंति**-ગયા શ્લોકમા જણાવ્યા તે માત્રાસ્પર્શો દુ ખ દેતા નથી **अमृतस्य भाव अमृतत्वं तस्मै अमृतत्वाय**-મોક્ષને માટે **स कल्पते**-તે પુરૂષ યોગ્ય થાય છે.

વાત છે જેમ લડાઇમા ઉતરનારા લોકો, લડવૈયાઓની વાતો સાભળી, પોતાના મનને દઢ કરે છે, વેપારીઓ મોટા મોટા વેપારીઓની હીમત અગર કૌશલ્યની વાત સાભળી, પોતાના મનને દઢ કરે છે વકીલો જુના કેસો વાચી, પોતાના ધધા માટે ચોગ્યતા પ્રાપ્ત કરે છે તેમ મુમુક્ષુઓએ ઉચ્ચ કોટીના સતોની વાતો સાભળી, પોતાના મનની દઢતા વધારવી જોઇએ. શરીર રૂપી પુરમા વસે છે માટે 'पुरुष' કહેવાય છે

હવે આગળ વાત સાભળો—

नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः ॥
उभयोरपि दृष्टोऽन्तस्, त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

નાસતો વિદ્યતે ભાવો, નાભાવો વિદ્યતે સત. ॥
ઉભયોરપિ દૃષ્ટોંડતસ્. ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥૧૬॥

**પદાનિ**—ન–અસત –વિદ્યતે–ભાવ –ન–અભાવ –વિદ્યતે–સત –
ઉભયો –અપિ–દષ્ટ –અન્ત –તુ–અનયો –તત્ત્વદર્શિભિ –

અર્થ—જે અસત્ અગર મિથ્યા છે, તે સત્ અગર સાચું થવાનુ નથી, અને જે સત્ છે તેનો કદિ નાશ થવાનો નથી. આ વાત સ્પષ્ટ છે છતા—સત્ તથા અસત્ બેઉનો સિદ્ધાત, તત્ત્વવેત્તા પુરૂષોજ સમજી શકયા છે

---

૧૬ પદચ્છેદ —[ अस्ति इति सन्, न सन् इति असन्, तस्य असत ] असत भाव न विद्यते–મીથ્યા વાત ટકતી નથી [ अस्ति इति सन्, तस्य सत ] सत अभाव न विद्यते–જે સત્ય છે તેનો નાશ થતો નથી अपि–અને अनयो उभयो अन्त: दृष्ट –આ બેઉનો અત અગર નિર્ણય દેખાએલો (છે), तत्त्वानि पश्यन्ति इति तत्त्वदर्शिन तै तत्त्वदर्शिभि –તત્વને જાણનારા પુરૂષોથી. तु–પણ.

વિવેચન—જેમ દુધ અને પાણી એકઠા થયાં હોય, તેમાથી રાજહંસજ દુધને ખેચી શકે છે, પૃથ્વીમાથી પ્રાપ્ત થએલી-ભેળ-શેળ ધાતુઓમાથી ચતુર સોની, અમુક ક્રિયા કરીને, સોનુ શોધી કાઢે છે દુધમા સમાઇને રહેલા ઘીને વૈશ્ય લોકો, દુધ મેળવવુ-મથન કરવુ, વિગેરે ક્રિયાઓ કરીને જુદુ પાડી શકે છે તેવી રીતે તત્ત્વવેત્તા પુરૂષો, આ સસારમા સમાઇને રહેલા સત્‌ને-બ્રહ્મને-આત્માને, અસત્-નાશવત પદાર્થોથી જુદો જોઇ શકે છે તત્ત્વ બોધના સાતમા પાના ઉપર ૯ મા પ્રશ્નમા આ સમજણને-આ જ્ઞાનને "तत्त्वविवेक' કહે છે તેના જવાબમા ત્યાજ લખ્યું છે કે " आत्मा सत्य तदन्यत् सर्वं मिथ्या इति " એક આત્મા સત્ય છે અને તેથી બીજુ તમામ અસત્ય છે सत्-એટલે જે સર્વગત છે [ દુધમા માખણ સમાઇને રહે છે તેમ સર્વમા સમાઇને [વ્યાપીને-રહેલુ ] જે સૂક્ષ્મ તત્ત્વ છે તે તત્ત્વ આ તત્ત્વ એકરસ છે, નિત્ય, નિરવયવ, નિરજન, વિજ્ઞાનરૂપ છે દેશ કાળ અને વસ્તુ વડે તે છેદાતુ નથી, ] તે સત્‌થી જે જુદુ તે તમામ असत् છે तत् એટલે પરમાત્મા અગર બ્રહ્મ तस्य भाव इति तत्त्व. અને તે તત્ત્વને જે જાણે તે तत्त्वदर्शी હવે तत् અગર सत् ને એકજ સમજી, આગળ તે तत् સબધી શ્રી કૃષ્ણ કહે છે તે સાભળો

अविनाशि तु तद्विद्धि, येन सर्वमिद ततम् ॥
विनाशमव्ययस्यास्य, न कश्चिद्कर्तुमर्हति ॥ १७ ॥

અવિનાશિ તુ તદ્વિદ્ધિ, યેન સર્વમિદ તતમ્ ॥
વિનાશ-મવ્યયસ્યાસ્ય, ન કશ્ચિદ્દકર્તુમર્હતિ ॥૧૭॥

---

(૧૭) પદચ્છેદ—तु-અને न विनाशि इति अविनाशि-નાશ રહિત तत् विद्धि-તેને જાણ येन इदम् सर्व-જેનાથી આ બધુ ततम् ( तन् ધાતુ+त )-ફેલાઇને રહેલુ (છે) [ नास्ति व्यय यस्य सत् अव्यय, तस्य अव्ययस्य ] अस्य अव्ययस्य विनाशम् कर्तुं-આ કે જે વિકાર રહિત છે તેનો નાશ કરવાને कश्चित् न अर्हति-કોઇ યોગ્ય નથી-એટલે કોઇ સમર્થ નથી

પદાનિ—અવિનાશિ–તુ–તત્–વિદ્ધિ–યેન–સર્વ–ઇદ –તતમ
વિનાશ –અવ્યયસ્ય–અસ્ય–ન–કશ્ચિત્-કર્તુ -અર્હતિ,

અર્થ—સત્પુરૂષોના પ્યારા શ્રી કૃષ્ણ આગળ કહે છે કે–જે આત્મા વડે આ સર્વ જગત્ વ્યાપ્ત છે-પરોવાઇને અગર પથરાઇને રહ્યુ છે, તે આત્માને તુ અવિનાશિ જાણ આ નિર્વિકારી અગર અવિનાશી આત્માનો નાશ કરવાને કોઇ સમર્થ નથી

વિવેચન—इद=આ જે દેખાય છે તે જગત્ જેમ દોરડીમા સાપ નથી છતા, અધારામા સાપની તેમા ભ્રાન્તી થાય છે, તેમ આ જગત્, સત્તા સ્ફૂર્તિ શન્ય છે, છતા અજ્ઞાન દશામા તેને સત્તા સ્ફુર્તિવાળુ માનીએ છીએ દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છેદ થાય, તે વિનાશી કહેવાય, આથી ઉલટુ તે અવિનાશી આવુ અવિનાશી બ્રહ્મ પોતે પોતાનો નાશ પણ કરી શકતુ નથી હવે આગળ असत् સબધી શ્રીકૃષ્ણ વિશેષ ખુલાસો કરે છે તે સાભળો—

अंतवंत इमे देहा, नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य, तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

અતવત ઇમે દેહા, નિત્યસ્યોક્તા શરીરિણ ।
અનાશિનોઽપ્રમેયસ્ય, તસ્માદ્યુધ્યસ્વ ભારત ॥૧૮॥

પદાનિ—અતવત –ઇમે–દેહા–નિત્યસ્ય–ઉકતા –શરીરિણ –
અનાશિન –અપ્રેમયસ્ય–તસ્માત્–યુધ્યસ્વ–ભારત–

---

(૧૮) પદચ્છેદ—इमे देहा –આ દેહો अन्तवत (इति) उक्ता –નાશવાન કહેવાયા (છે) शरीर अस्ति यस्य इति शरीरी तस्य शरीरिण –શરીરવાળાના [ नास्ति नाश यस्य स अनाशी तस्य अनाशिन ] प्रमातुम् योग्य प्रमेय, न प्रमेय अप्रमेय तस्य ] अनाशिन अप्रमेयस्य–નાશરહિત તથા વિકારરહિત એવા (આત્મા)ના तस्मात् युध्यस्व भारत–તેથી હે અર્જુન ! યુદ્ધ કર

અર્થ—શરીરમાં રહેલા એ નિત્ય, નાશ રહિત, અને મા-પમા ન આવી શકે એવા આત્માના, આ દેહો નાશવત કહેવાયા છે માટે હે ભારત ! તુ યુદ્ધ કર

વિવેચન—દેહો—એટલે ત્રણ લોકમા સ્થાવર જગમ ત-મામ પ્રાણી પદાર્થોના દેહો સમજવા સ્થળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ પ્રકારના દેહો છે, માટે બહુવચન વાપર્યું જણાય છે **अप्रमेय** પ્રમાણુમા ન આવી શકે એવો શ્રુતિ કહે છે કે—આત્મા 'अशब्दमस्पर्शमरूपम છે અહી અધ્યાસના સબધ વાળો થયો છે, માટે તેને शरीरी (શરીરવાળો) કહ્યો છે 'નિત્ય' બે પ્રકારનુ છે એક 'કુટસ્થ નિય' અને બીજુ પરીણામી નિત્ય જે સ્વરૂપમા કોઈપણ પ્રકારનો વિકાર થતોજ નથી, તે કુટસ્થ નિત્ય, અને જેના સ્વરૂપમા ફેરફાર થાય છે તે પરીણામી નિત્ય છે માટી પરિણામી નિત્ય છે, કારણકે તેનો ઘડો 'બનાવતા ફેર-ફાર થાય છે 'તુ લડીશ તો પણ દેહ જે નાશવત છે તેજ હણાશે, અને આત્મા હણવાનો નથી' એવી સ્પષ્ટ વાત, હવે કહે છે તે સાભળો

य एनं वेत्ति हन्तार, यश्चैनं मन्यते हतम् ॥
उभौ तौ न विजानीतो, नायं हन्ति न हन्यते ॥१९॥

ય એન વેત્તિ હન્તાર, યશ્ચૈન મન્યતે હતમ્ ।
ઉભો તો ન વિજાનીતો, નાય હન્તિ ન હન્યતે ।૧૯।

**પદાનિ**—ય –એન –વેત્તિ–હન્તાર –ય –ચ–એન –મન્યતે–હતમ્
ઉભૌ-તૌ–ન–વિજાનીત –ન–અય –હન્તિ–ન–હન્યતે–

૧૯ પદચ્છેદ —**य एन वेत्ति**-જે આ આત્માને જાણે છે **हन्तारम्**-હણનારો **च**-અને **य एन हतम् मन्यते**-જે આ (આત્માને) હણાએલો માને છે **उभौ तौ न विजानीत**-તે બેઉ જાણતા નથી **न अय हन्ति** (वा) **न अय हन्यते**-આ (આત્મા) કોઇને હણતો નથી અગર આ (આત્મા કોઇથી) હણાતો નથી

અર્થ—હે અર્જુન ! આત્માને જે હણનારો-એટલે હણવાની ક્રિયા કરનારો જાણે છે, અને જે તે આત્માને હણાએલો જાણે છે તે બન્નેનુ જાણવુ ખરૂ નથી કેમકે તે હણાતો નથી અને હણતો પણ નથી.

વિવેચન—'આત્મા હણે છે અને હણાય છે ' એવી માન્યતા નૈયાયિક અને ચાર્વાકોની છે પણ તે માન્યતા ખોટી છે, એવુ આ શ્લોકથી સિદ્ધ કરે છે. આ શ્લોકનુ ઉત્તરાર્ધ કઠવલ્લીના અ ૧ મા બીજી વલ્લીની ૧૯ મી શ્રુતિ પ્રમાણે છે ઉપનિષદોના દોહન રૂપ ગીતા છે, માટે કોઇ કોઇ ઠેકાણે શ્રુતિઓના તેના તે પદો જોવામા આવે છે.

હજી આત્મા સબધી આગળ કહે છે—

न जायते म्रियते वा कदाचिन् ।
नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो ॥
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

ન જાયતે મ્રિયતે વા કદાચિન્ ।
નાય ભૂત્વા ભવિતા વા ન ભૂય ॥
અજો નિત્ય શાશ્વતોઽય પુરાણો ।
ન હન્યતે હન્યમાને શરીરે ॥ ૨૦ ॥

૨૦ પદછેદ—**अय** (आत्मा) **न जायते कदाचित्**-આ (આત્મા) કદિ જન્મતો નથી **वा न म्रियते**-અથવા (કદિ) મરતો નથી **न भूत्वा**-પૂર્વે ન હોઇને **वा**-અથવા **न भविता भूय**-ફરીથી થશે નહી. **अयं अज नित्य शाश्वत पुराण** -( કારણકે ) આ (આત્મા) જન્મરહિત, નિત્ય, સર્વકાળ રહેનારો, અને જુના સમયનો છે [ **हन्यते इति हन्यमान, तस्मिन् हन्यमाने** ] **हन्यमाने शरीरे न हन्यते**-શરીરનો નાશ થાય તોપણ (આત્મા) હણાતો નથી

પદાનિ—ન-જાયતે-મ્રિયતે-વા-કદાચિત્-
ન-અય -ભૂત્વા-ભવિતા-વા-ન-ભૂય -
અજ.-નિત્ય -શાશ્વત -અય-પુરાણ
ન-હન્યતે-હન્યમાને-શરીરે

અર્થ—( ઉપર જણાવ્યું કે આત્મા હણતો નથી, અને હણાતો નથી હવે આગળ કહે છે કે )-તે આત્મા કદિ જન્મતો નથી, અને મરતો નથી તેમ તે પુર્વે ન હતો, અને ભવિષ્યમા નહિ હોય, એમ પણ નથી ( ત્યારે ઉપલી બધી વાત ઉપરથી સિદ્ધ થાય છે કે-) આત્મા તો અજન્મા, નિત્ય, અમર અને પુરાતની છે ( આત્મા સબધી હજી વિશેષ ખુલાસો કરીને કહે છે કે-) શરીરનો નાશ થાય, તેની સાથે આત્માનો નાશ થતો નથી.

વિવેચન—આત્મામા જન્મવાની અગર મરવાની ક્રિયા છેજ નહી પ્રથમ બે લીટીઓમા 'વા' છે, તે 'વા' નો અર્થ અહીં 'અથવા' ન કરતા 'અને' કરવો તેમ કરવાથી આત્માનું સપુર્ણ લક્ષણ સમજી શકાય છે અનાત્મ વસ્તુમા નીચે જણાવેલા છ વિકારો હોય છે તે આત્મામા નથી છ વિકારો—ગર્ભમા આવવુ, જન્મવુ, વધવુ, પાકવુ, ઘટવુ કે ઘસાવુ અને છટ્ઠુ મરવુ હજી આગળ કહે છે તે સાભળો—

वेदाविनाशिन नित्यं, य एनमजमव्ययम् ॥
कथ स पुरुषः पार्थ, कं घातयति हन्ति कम् ॥२१॥

વેદાવિનાશિન નિત્ય, ય એનમજમવ્યયમ્ ॥
કથ સ પુરૂષઃ પાર્થ, ક ઘાતયતિ હન્તિ કમ્ ॥૨૧॥

૨૧ પદચ્છેદ—य एन वेद-જે આ (આત્મા) ને જાણે છે. अविनाशिन नित्यं अजम् अव्ययम्-અવિનાશિ નિત્ય, અજન્મા અને અવિકારી पार्थ-હે અર્જુન ! कथ स पुरुष -તે પુરૂષ કેવી રીતે कम् घातयति-કોને હણાવે છે कम् हति-કોને હણે છે

**પદાનિ**—વેદ-અવિનાશિન-નિત્ય-યઃ-એન-અજ-અવ્યયમ્-
કથ-સ-પુરૂષ-પાર્થ-ક-ઘાતયતિ-હન્તિ-કમ્-

અર્થ—હે અર્જુન! ઉપર પ્રમાણે આત્માને, અવિનાશી, નિત્ય, અજન્મા (જન્મ રહિત) તથા અવિકારી, જે પુરૂષ જાણે છે, તે પુરૂષ કોને અને કેવી રીતે--હણે અથવા હણાવે? એટલે-તે પુરૂષ, આત્માને હણવાના અથવા હણાવવાના વિચારજ ન કરી શકે.

વિવેચન—જેને દાદરાનું ભાન ન હોય, તે ઉંઘમાથી ઉઠી બારીએથી ભુસકો મારે એટલા માટેજ આપણે કોઈ અજાણ્યા ઘરમા, મેમાન થઇએ છઇએ, ત્યારે સુવા પહેલા બારી, બારણા દાદર વિગેરેથી વાકેફ થઇએ છઇએ આ શ્લોકમા-અર્જુનને, તેના પોતાના જ્ઞાનની ન્યુનતા પુર્ણ કરવા, ભલામણ કરે છે હવે દેહ તથા આત્માના સબધ વિષે શ્રી કૃષ્ણ આગળ કહે છે કે—

वासांसि जीर्णानि यथा विहाय,
नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય,
નવાનિ ગૃહ્ણાતિ નરોડપરાણિ ॥
તથા શરીરાણિ વિહાય જીર્ણા-
ન્યન્યાનિ સયાતિ નવાનિ દેહી ॥ ૨૨ ॥

---

૨૨ પદચ્છેદ—यथा नर जीर्णानि वासांसि विहाय-માણસ જેવી રીતે જુના વસ્ત્ર તજીને, अपराणि नवानि गृह्णाति—બીજા નવા [વસ્ત્રો] પહેરે છે तथा देही जीर्णानि शरीराणि विहाय તે પ્રમાણે જીવાત્મા જુના શરીરોને તજીને अन्यानि नवानि संयाति બીજા નવા [વસ્ત્રો] ધારણ કરે છે

પદાનિ—વાસાસિ-જીર્ણાનિ-યથા-વિહાય,
નવાનિ-ગૃહ્ણાતિ-નર -અપરાણિ
તથા-શરીરાણિ-વિહાય-જીર્ણાનિ-
અન્યાનિ-સ યાતિ-નવાનિ-દેહી

અર્થ—હે અર્જુન ! મનુષ્ય જેમ જુના વસ્ત્રોને તજીને, બીજાં નવા વસ્ત્રો પહેરે છે, તેમ જીવાત્મા પણ, જુના શરીરોને તજીને, બીજા (નવા) શરીરો ધારણ કરે છે

વિવેચન—આત્માનુ -દેહ તથા ઈન્દ્રિયોથી ભીન્નત્વ સૂચવે છે આ શ્લોકથી એવુ પણ સૂચવે છે કે-જે દેહ માટે જીવ મમતા રાખે છે, તેવા અનેક દેહ, જીવે ધારણ કર્યા છે અને હજી ધારણ કરશે હજી આત્માના વિશેષ લક્ષણ બતાવે છે તે ભાવથી સાભળો—

नैनं छिंदंति शस्त्राणि, नैनं दहति पावकः ॥
न चैन क्लेदयंत्यापो, न शोषयति मारुतः ॥२३॥

નૈન છિદતિ શસ્ત્રાણિ, નૈન દહતિ પાવક ॥
ન ચૈન ક્લેદયત્યાપો, ન શોષયતિ મારૂત ॥ ૨૩ ॥

પદાનિ—ન-એન -છિદતિ-શસ્ત્રાણિ-ન-એન -દહતિ-પાવક -
ન-ચ-એન -ક્લેદયતિ-આપ -ન-શોષયતિ-મારૂત -

અર્થ—આત્માને શસ્ત્રો કાપી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજાવી શકતુ નથી, અને પવન સૂકવી શકતો નથી

---

૨૩ પદચ્છેદ—न एन शस्त्राणि छिंदन्ति-આ [આત્મા)ને શસ્ત્રો કાપતા નથી न एन पावक दहति-આ ( આત્મા ) ને અગ્નિ બાળતો નથી. न एन आप क्लेदयन्ति-આ (આત્મા)ને પાણી ભીંજવતુ નથી न मारुत शोषयति આ (આત્મા) ને પવન સુકવતો નથી

વિવેચન—શસ્ત્રો કાપી શકતા નથી, એટલે આત્મા નિર્વિકાર છે, તેના કાપીને ભાગ થઈ શકતા નથી શસ્ત્રો પૃથ્વિનો વિકાર છે. આત્મા તેજનો દાતા છે, અને તેજોમય છે. તેથી અગ્નિ તેને બાળી શકે નહી જળ અને પવનરૂપ પંચભૂતના ભાગો પણ તેનો નાશ કરી શક્તા નથી જેમ ઘડાને હથીઆર ફોડી નાખે છે, અગ્નિ બાળે છે, જળ ભીજવે છે, અને વાયુ શોષે છે પણ તે ઘડામા રહેલું આકાશ ( કે જે નિરઅવયવ છે ) તેને જળ, વાયુ, અગ્નિ વિગેરે કોઈ અસર કરી શકતુ નથી તેમ દેહને આ ચાર તત્વો વિકાર કરી શકે છે, પણ દેહમા રહેલા-નિરૂઅવયવ આત્માને, વિકાર કરી શક્તા નથી-એ ભાવ સુચવવા માટે આ શ્લોક છે,

ઉપલી વાત વધારે દૃઢ કરવા શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-

अच्छेद्योऽयमदाह्योऽय-मक्लेद्योऽशोप्य एव च ॥
नित्य सर्वगतः स्थाणु-रचलोऽय सनातनः ॥ २४ ॥

અચ્છેદ્યોઽયમદાહ્યોઽય—મક્લેદ્યોશોષ્ય એવ ચ ॥
નિત્યઃ સર્વગત સ્થાણુ-રચલોઽય સનાતન ॥ ૨૪॥

પદાનિ-અચ્છેદ્ય -અયમ્-અદાહ્ય -અય -અક્લેદ્ય -અશોષ્ય -એવ-ચ-
નિત્ય -સર્વગત -સ્થાણુ -અચલ -અય -સનાતન -

અર્થ—હે અર્જુન !-ખરેખર-ચોક્કસ-રીતે આ આત્મા છેદાય તેવો નથી-તેમ બળાય તેવો નથી-પલળે તેવો પણ નથી-તેમ સુકાય તેવો પણ નથી-( તે ઉપરાત ) આત્મા નિત્ય,

---

૨૪-૨૫ પદચ્છેદ —[ छेत्तुम् योग्य छेद्य, न छेद्य इति अछेद्य अयम् अछेद्य -આ આત્મા) છેદી શકાય નહી તેવા છે अयं- આ न दाह्य इति अदाह्य -આ (આત્મા) બાળી ન શકાય તેવા છે [ क्लेदितुम् योग्य क्लेद्य न क्लेद्य इति अक्लेद्य ) अयम् अक्लेद्य -આ (આત્મા] ભીજવી ન શકાય તેવા છે अशोष्य एव च તેમ આ (આત્મા) સુકવી પણ ન શકાય તેવો છે नित्य નિત્ય રહેનારો सर्वगत સર્વ વ્યાપક अय स्थाणु अचल सनातन -આ આત્મા

સર્વવ્યાપી, સ્થિર, અચળ, અને અનાદિ છે—એટલે કોઈનાથી ઉત્પન્ન થએલો નહી

આત્મા સબંધી હજી આગળ કહે છે કે —

अव्यक्तोऽयमचिंत्योऽय-मविकार्योऽयमुच्यते ॥
तस्मादेवं विदित्वैनं, नानुशोचितुमर्हसि ॥ २५ ॥

અવ્યક્તોઽયમચિંત્યોઽય-મવિકાર્યોઽયમુચ્યતે ॥
તસ્માદેવ વિદિત્વૈન, નાનુશોચિતુમર્હસિ ॥૨૫॥

**પદાનિ**—અવ્યક્ત—અયમ્—અચિન્ત્ય—અયમ્—અવિકાર્ય અય—ઉચ્યતે-તસ્માત્—એવ—વિદિત્વા—એન—ન—અનુશોચિતુ—અર્હસિ-

અર્થ—આ આત્માને અવ્યક્ત,—એટલે ઇંદ્રિયોથી ન જણાય તેવો, અચિંત્ય,—એટલે—મન વડે ચિંતવી શકાય નહી તેવો, અને અવિકારી પણ કહ્યો છે માટે તે આત્માને ઉપર જણાવ્યો તેવો—જાણીને તેનો શોક કરવો તને ઘટતો નથી

વિવેચન—શ્રુતિ કહે છે કે,—तरति शोकम् आत्मवित (આત્માને જાણનાર પુરૂષ શોકને તજે છે) એ નિયમાનુસાર શ્રીકૃષ્ણે અર્જુનને આત્મતત્ત્વ બતાવ્યું જે વસ્તુ દૃષ્ટિગોચર હોય તેનો વિચાર અગર તેનું ચિંતવન બની શકે, તે નિયમાનુસાર આત્મા અવ્યક્ત છે માટે અચિંત્ય પણ છે

---

સ્થિર, અચળ અને સનાતન છે. अयम् अव्यक्त—આ (આત્મા) ઇંદ્રિયો વડે ન સમજાય તેવો છે [ चिन्तयितुम् योग्य चिन्त्य न चिन्त्यः इति अचिन्त्य ] अयम् अचिन्त्य—આ (આત્મા) મન વડે ચિંતવી શકાય તેવો નથી [ न विकार्य इति अविकार्य ] उच्यते—આ (આત્મા] વિકાર ન પામે તેવો કહેવાય છે तस्मात् एवं विदित्वा—તેથી આત્માને આવા પ્રકારનો જાણીને अनुशोचितुम् न अर्हसि—[તે આત્મા માટે શોક કરવો તને ઘટતો નથી

હે અર્જુન ! કદિ તુ આત્માને અનિત્ય માનતો હો તો તેનો ખુલાસા પણ સાભળ

अथ चैनं नित्यजातं, नित्यं वा मन्यसे मृतम् ॥
तथापि त्वं महाबाहो, नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

અથ ચૈન નિત્યજાત, નિત્ય વા મન્યસે મૃતમ્ ॥
તથાપિ ત્વ મહાબાહો, નૈન શોચિતુમર્હસિ ॥૨૬॥

પદાનિ—અથ-ચ-એન-નિત્યજાત-નિત્ય-વા-મન્યસે-મૃતમ્-
તથા-અપિ-ત્વ-મહાબાહો-ન-એન-શોચિતુ-અર્હસિ-

અર્થ—હે અર્જુન ! આત્માને તુ સદાય જન્મ મરણ લેનારો માનતો હો તોપણ, હે મહાબાહુ ! તેનો તારે શોક કરવો ઘટતો નથી

વિવેચન—અનિત્ય પદાર્થ ઉત્પત્તિ તથા નાશના ધર્મમા વર્તે ત્યારે તેમા શોક કરવાનુ કાઈ કારણ નથી. "વા નો અર્થ "અને' થાય છે

હજી આ સબધ વિશેષ કહે છે તે સાભળો—

जातस्य हि ध्रुवो मृत्युर्-ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मादपरिहार्येऽर्थे, न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

---

૨૬ પદચ્છેદ—च અથ અને કાપી [ नित्य जात नित्यजात तम् नित्यजात ) एनं नित्यजात-આ (આત્મા] ને નિત્ય જન્મલો वा-અથવા नित्य मृतम् નિત્ય મરવાવાળો मन्यसे-તુ માનતો હો तथापि-તો પણ महाबाहो-હે અર્જુન ! त्वं न अर्हसि-તને ઘટતુ નથી एनं शोचितुम्-એ (આત્મા] નો શોક કરવા

૨૭ પદચ્છેદ—हि-કારણ કે जातस्य मृत्यु ध्रुव-જન્મેલાનુ મૃત્યુ ચોક્કસ (છે च અને मृतस्य जन्म ध्रुव-મરી ગએલાનો જન્મ ચોક્કસ [છે] तस्मात તેથી [ परिहर्तुम् योग्य परिहार्य, न परिहार्य अपरिहार्य तस्मिन् अपरिहार्ये, अपरिहार्ये अर्थे-અટકાવી ન શકાય તેવા વિષયમા. शोचितुम्-શોક કરવો त्वं न अर्हसि-તારે ( શોક કરવો ) ઘટતો નથી

**જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્-ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ॥**
**તસ્માદપરિહાર્યેઽર્થે, ન ત્વં શોચિતુમર્હસિ ॥૨૭॥**

**પદાનિ**—જાતસ્ય-હિ-ધ્રુવ-મૃત્યુ-ધ્રુવ-જન્મ-મૃતસ્ય-ચ
તસ્માત્-અપરિહાર્યે-અર્થે-ન-ત્વ-શોચિતુ-અર્હસિ-

અર્થ—કારણકે, જન્મે તેનુ મૃત્યુ નક્કી છે, તેમ મરનારનો જન્મ પણ નક્કી છે, માટે ટાળી ટળે નહી એવી વસ્તુનો પણ- તારા મત પ્રમાણે- તારે શોક કરવો યોગ્ય નથી.

વિવેચન—સસાર પ્રવાહ ચાલ્યો આવે છે-અને ચાલ્યો જાય છે-ટાળ્યો ટળે તેવો નથી જીવન્મુક્ત પુરૂષના કર્મો જ્ઞાનાગ્નિ વડે બળી જાય છે તેથી તેને પુનર્જન્મ સભવતો નથી, તે સિવાયના મનુષ્યનો પાછો જન્મ પણ નક્કી છે '

अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ॥
अव्यक्तनिधनान्येव, तत्र का परिदेवना ॥ २८ ॥

**અવ્યક્તાદીનિ ભૂતાનિ, વ્યક્તમધ્યાનિ ભારત ॥**
**અવ્યક્તનિધનાન્યેવ, તત્ર કા પરિદેવના ॥ ૨૮ ॥**

**પદાનિ**—અવ્યક્તાદીનિ-ભૂતાનિ-વ્યક્તમધ્યાનિ-ભારત-
અવ્યક્તનિધનાનિ-એવ-તત્ર-કા-પરિદેવના-

અર્થ—હે ભારત ! આ સર્વ પ્રાણીઓ-એટલે પ્રાણીઓના દેહો-પ્રથમ એટલે-જન્મ પહેલા-અદ્રશ્ય હતા, વર્તમાન કાળમા-

---

૨૮ પદચ્છેદ—[**अव्यक्त आदि येषाम् तानि अव्यक्तादीनि**] **अव्यक्तादीनी भूतानि**-આદિ સમયમા જે શરીરો દેખાતા નહોતા તે (**व्यक्त मध्यम् एषाम् तानि व्यक्तमध्यानि**] **व्यक्तमध्यानि**-મધ્ય સમયમા એટલે વર્તમાન કાળમા જે દેખાય છે તે (શરીરો] **भारत**-હે અર્જુન ! **अव्यक्ते निधनम् एषाम् तानि-अव्यक्तनिधनानि** જેઓ અત સમયમા અવ્યક્તમા જવાના છે, માટે જણાવવાના નથી **एव** વળી **तत्र** આવી સ્થીતિમા **का परिदेवना**-શો શોક કરવો [**परि-दिव अन**×**आ=परिदेवना**]

એટલે જન્મ લીધા પછી, વ્યક્ત ( દૃશ્ય ) થયા છે, અને મરણ થએ, પાછા અદસ્યજ થનાર છે આમ છે ત્યારે આ બાબતમા-એટલે પ્રાણીઓના મરવાની બાબતમા-શોક કરવાનો કયા રહ્યો !

વિવેચન—આ શ્લોકથી સસારને, ઇંદ્ર જાળ અગર સ્વપ્ન સાથે સરખાવ્યો છે સ્વપ્નમા અગર ઇંદ્ર જાળમા દેખેલા, સુખ દુ ખોમા મોહ કરવો ઘટે, તો આ બાબતમા મોહ કરવો ' એવી ભાવના છે 'अव्यक्त' નામ હોય, ત્યારે તેના બે અર્થ છે-એક 'માયા' બીજો 'બ્રહ્મ' अव्यक्त વિશેષણ હોય, ત્યારે તેનો અર્થ अदृश्य ઝાઝવાનુ જળ મિથ્યા છે છતા તેનું દર્શન તો રહે છે,-તેમ માયાનુ મિથ્યાત્વ સમજાય છતા, તેનુ દર્શન તો રહે अदर्शनादापतित पुनश्चादर्शन गत । नासौ तव न तस्य त्व, वृथा का परिदेवना ॥ મહા ભા સ્રી પર્વ ૨—૧૩ મા કહે છે કે—'પ્રાણી અદર્શન-માથી ( અવ્યક્તમાથી ) આવીને દેખાયો છે ફરીથી તે અદર્શનમા પાછો વળવાનો છે આ તારો નથી-તુ તેનો નથી ત્યારે મિથ્યા પરવા-ઉપાધિ શામાટે કરે છે ? '

આત્મા સબધી આવુ જ્ઞાન સામાન્ય રીતે પ્રાપ્ત હોતુ નથી, કારણ કે આત્મા વિલક્ષણ છે, તે વાત હવે કહે છે

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ॥
आश्चर्यवच्चनमन्यः शृणोति,
श्रुत्वाप्येन वेद न चैव कश्चित् ॥ २९

२९ પદચ્છેદ — एन-આ [આત્મા] ને कश्चित्-કોઇआश्चर्यवत आश्चर्य જેવા पश्यति-જુએ છે एन कश्चित् अन्य -આ [આત્મા]ને બીજો કોઇ आश्चर्यवत् वदति-આશ્ચર્ય જેવો કહે છે तथा एव તેમજ ને પ્રમાણેજ एन अन्य -આ (આત્મા]ને બાજો કોઇ आश्चर्यवत् शृणोति આશ્ચર્ય જેવો સાભળે છે च-અને श्रुत्वा अपि-આ [આત્મા] ને સાભળ્યા છતા कश्चित् एव एन न वेद-કોઇ પણ આ [આત્મા] ને જાણતો નથી

આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેન—
આશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્ય ।।
આશ્ચર્યવચ્ચૈનમન્યઃ શૃણોતિ,
શ્રુત્વાઽપ્યેન વેદ ન ચૈવ કશ્ચિત્ ।। ૨૯ ।।

પદાનિ:-આશ્ચર્યવત્-પશ્યતિ-કશ્ચિત્-એનમ્-
આશ્ચર્યવત્-વદતિ-તથા-એવ-ચ-અન્ય -
આશ્ચર્યવત્-ચ-એન -અન્ય -શૃણોતિ
શ્રુત્વા-અપિ-એન -વેદ-ન-ચ-એવ-કશ્ચિત

અર્થ—કોઇ (પુરૂષ) આ આત્માને આશ્ચર્ય જેવો જુવે છે, 'આ આત્મા આશ્ચર્ય જેવો-અજાયબ પમાડે એવો છે,' એવુ બીજો કોઇ પુરૂષ કહે છે, અને વળી ત્રીજો કોઇ પુરૂષ, 'આ આત્મા આશ્ચર્ય જેવો છે, એવુ સાભળે છે આ પ્રમાણે જોનારો, બોલનારો તથા સાભળનારો, જોઇને-બોલીને તથા સાભળીને-એટલે જોયા છતા-બોલ્યા છતા-તથા સાભળ્યા છતા-આત્માને યથાર્થ રીતે, ઓળખી શકતો નથી

વિવેચન—જેમ હીરા મોતીના દાગીના સોના ઘરમા હોય નહી તેથી સૌ તેમને દેખે નહી અને ઘણા ગરીબો તો, હીરા મોતીની કીમત સાભળીનેજ ભડકી જાય, અને કેટલાએક ગરીબો, હીરામોતીની મોટી-ભારે ભારે કીમત સાભળે, છતા માનેજ નહી હીરામોતી જેવા નાશવત પદાર્થ પ્રત્યે, જનસમાજના મોટા ભાગને, આવુ અજ્ઞાન હોય છે, તો આત્મા કે-જેને યથાર્થ રીતે ઓળખવા માટે, રૂષિયો જગલ સેવતા હતા-રાજાઓ રાજપાટ છોડી, જગલમા જઇ, બેપરવાઈવાળા મસ્ત સતોના ચરણ સેવતા હતા-પાઈની ભૂલ પકડવા માટે પાશેર દીવેલ બાળે તેવા વૈશ્યો, તત્ત્વજ્ઞાની પુરૂષોની શેવામા, રૂપૈયાની કોથળીઓ લઇને ઉભા રહેતા હતા-અને હજી ઉભા રહે છે-તે આત્મસ્વરૂપ-આત્મદર્શન અગર આત્મજ્ઞાનની વાતો, શબ્દાદિ વિષયોની ગટરમા રમતા

ક્રીડાને, આશ્ચર્ય જેવી લાગે, એ વાત સ્વભાવિક છે આ વાતને વધારે સ્પષ્ટ કરીને કહીએ, તો કહેવાય કે—જગતનો પ્રવાહ, ગગાના પ્રવાહના બળ કરતા વધારે બળથી, વિષયો તરફ દોડે છે તે જોસબધ વહેતા પ્રવાહમા, ભણેલા—અભણ સૌ તણાતા જાય છે—કોઇ વિરલા બચી જાય છે આત્માની વિચિત્રતા તો પૂર્વના શ્લોકોમા જણાવી છે જેમ હીરાની પરીક્ષા ઝવેરી કરે, તેમ આત્માની ઓળખાણ, સાધનસપન્ન અધિકારી કરી શકે આત્મા સબધી આવો ભાવ, કઠ ઉપનિષદ્મા અ ૧ ની બીજી વલ્લીના ૭ મા મત્રમા છે ગયા વરસના પુરૂષોત્તમ માસના મોક્ષપત્રિકાના અકમા, ગીતાનો પદરમો અધ્યાય પ્રગટ કર્યો હતો-તે સ્થળે અધ્યાયની શરૂઆતમા ઘણા ખુલાસા કર્યા છે જરૂર વાચજો

હવે આત્મા સબધી વિષયનો ઉપસહાર કરે છે, તે સાભળો

देही नित्यमवध्योऽयं, देहे सर्वस्य भारत ॥
तस्मात् सर्वाणि भूतानि, न त्वं शोचितुमर्हसि ॥३०॥

દેહી નિત્યમવધ્યોડય, દેહે સર્વસ્ય ભારત ॥
તસ્માત સર્વાણિ ભૂતાનિ, ન ત્વ શોચિતુમર્હસિ ॥૩૦॥

પદાનિ—દેહી-નિત્ય-અવધ્ય-અય-દેહે-સર્વસ્ય-ભારત
તસ્માત્-સર્વાણિ-ભૂતાનિ-ન-ત્વ-શોચિતુ-અર્હસિ

અર્થ—હે અર્જુન ! સર્વ પ્રાણીઓના શરીરમા રહેલો આ આત્મા, કદિપણ મરે તેવો નથી તેથી સર્વ પ્રાણીઓનો શોક કરવો ને યોગ્ય નથી

---

૩૦ પદચ્છેદ —भारत—હે અર્જુન ! सर्वस्य देहे—સર્વ દેહમા (રહેલા) अयं देही—આ આત્મા नित्यम्—નિત્ય રહેવાવાળો અમર न वध्य अवध्य.— ન હણી શકાય તેવો अय—આ. तस्मात्—તેથી, सर्वाणि भूतानि शोचितुम्—સર્વ પ્રાણીઓ માટે એટલે પ્રાણીઓના દેહો માટે શોક કરવાનુ न त्व अर्हसि—તને ઘટતુ નથી

વિવેચન—જેમ ઘડો ફુટી જતા, તેમા રહેલુ આકાશ નાશ પામતુ નથી, તેમ દેહનો નાશ થતા, તેમા રહેલુ ચૈતન્ય-આત્મા-નાશ પામતો નથી બ્રહ્માથી તે કીડા સુધી જેઓ દેહધારી છે, તેઓ સૌને આ નિયમ લાગુ છે કોઇને શકા થાય કે ત્યારે-આ શરીર શુ છે ? કર્મ પ્રમાણે પ્રાપ્ત કરેલુ, અને કર્મ ભોગવવાનુ જે સ્થાન, તેનુ નામ દેહ અગર શરીર અહી દેહી એટલે લિગ શરીરની ઉપાધિવાળો આત્મા સમજવો તે પણ અવધ્ય છે તો શુદ્ધ આત્મા અવધ્ય હોય, તેમા શી નવાઇ ? કાઇ નહીં

स्वधर्ममपि चावेक्ष्य, न विकंपितुमर्हसि ॥
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽ-न्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥

સ્વધર્મમપિ ચાવેક્ષ્ય, ન વિકંપિતુમર્હસિ ॥
ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽ-ન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥૩૧॥

પદાનિ—સ્વધર્મ-અપિ-ચ-અવેક્ષ્ય-ન વિકંપિતુ-અર્હસિ
ધર્મ્યાત્-હિ-યુદ્ધાત્-શ્રેય -અન્યત્-ક્ષત્રિયસ્ય-ન-વિદ્યતે

અર્થ—શ્રી કૃષ્ણ આગળ કહે છે કે-હે અર્જુન ! જો તુ તારા પોતાના ધર્મનો વિચાર કર, તોપણ તારે યુદ્ધથી ડરવુ ઘટતુ નથી કારણ કે ક્ષત્રીઓને માટે, ધર્મયુદ્ધ કરતા બીજુ કાંઇ, ઉત્તમ છેજ નહીં

વિવેચન—ગૌતમ સ્મૃતિમા કહે છે કે —

'न दोषो हिंसायाम् आहवे' (રણમા લડતા હિસા થાય તેમા દોષ નથી ) પરાશર શ્રુતિ પણ કહે છે કે—

૩૧ પદચ્છેદ—च-અને અથવા વળી [ स्वस्य धर्मः स्वधर्मः तम् स्वधर्मम् ] स्वधर्मं अपि अवेक्ष्य-સ્વધર્મનો વિચાર કર તોપણ, विकंपितुम् न अर्हसि-(તને) ડરવુ ઘટતુ નથી हि-કારણકે [ धर्मेण अनपेतम् (યુકત) धर्म्यं, तस्मात् धर्म्यात् ] धर्म्यात् युद्धात्-ધર્મ યુદ્ધના કરતા क्षत्रियस्य अन्यत श्रेयः-ક્ષત્રિયનુ બીજુ હિતકર. અગર કલ્યાણકારી. न विद्यते-છે નહીં

**क्षत्रियो हि प्रजारक्षन्, शस्त्रपाणि प्रदंडवान् ॥**
**निर्जित्य परसैन्यानि, क्षितिं धर्मेण पालयेत् ॥**

[ અર્થ—ક્ષત્રિએ હાથમા હથિયાર ધારણ કરી પ્રજાનુ રક્ષણ કરવુ, દુષ્ટોને દડ આપવો, દુશ્મનોના સૈન્યોને જીતીને ધર્મવડે પૃથ્વીનુ પાલન કરવું ] મનુ ભગવાન મનુસ્મૃતિના ૭ મા અધ્યાયના ૮૭–૮૮ મા શ્લોકમા, આ પ્રમાણેજ કહે છે રઘુવશના બીજા સર્ગમા (શ્લોક ૫૩) સિહે દિલીપને ગુરૂની ગાય આપી દેવાનુ કહ્યુ, ત્યારે દિલીપ બોલ્યો હતો કે—

**क्षतात्किल त्रायत इत्युदग्र , क्षत्रस्य शब्दो भुवनेषु रूढ ।**
**राज्येन किं तद्विपरीतवृत्तै , प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥**

અર્થ—'ભયમાથી બચાવનાર તો ક્ષત્રિઓજ છે,' અથવા 'ભયમાથી બચાવવુ,' એ ક્ષત્રિઓનો મુખ્ય ધર્મ છે તે વાત જગજાહેર છે તે સ્વધર્મનો નાશ થતો હોય તો, રાજ્યથી અગર નિદાથી મલીન બનેલા પ્રાણોથી પણ શુ પ્રયોજન છે ? શુ લાભ છે ? કાઇ નહીં

વર્ણાશ્રમ એક ઉત્તમ મર્યાદા અગર લાઇન છે જેમ મર્યાદા વિનાનો સમુદ્ર પણ શોભતો નથી, તેમ વર્ણાશ્રમની ધર્મમર્યાદા વિનાનો પુરૂષ, અગર સ્ત્રી શોભતા નથી દરેક પ્રાણી પદાર્થ પોતાના 'त्व અગર પણા' થી શોભે છે 'त्व' અગર 'પણુ' ગુમ થતા પ્રાણી પદાર્થ રસહીણ ફીક્કા જીવનવાળા બની જાય છે બ્રાહ્મણો પોતાના त्व નો એટલે ब्रह्मत्व નો ત્યાગ કરે છે, ત્યારે ઇર્ષા, અસતોષ, કામ, ક્રોધ-લોભ વિગેરેથી દટાઈ મરે છે આ પ્રમાણે આતર બીગાડ થતા–નાટકોમા, ચેટકોમા, વેશ્યાઓના નાચમા, હૉટલમદિરોમા, શેરબજારમા–સટ્ટાને પાટીએ, બ્રાહ્મણોને જવુ ગમે છે સ્ત્રી પણ જ્યારે પોતાના स्त्रीत्व નો ત્યાગ કરે છે, ત્યારે વ્હાલી હોય, છતા માર ખાય છે રાજા પોતાના स्वामित्व નો ત્યાગ કરે છે, ત્યારે પ્રજાને કડવો ઝેર થઇ પડે છે અને લાગ આવે છે, તો પ્રજા તેને ઉખેડીને ફેંકી પણ દે છે આ

અને દબાવી દેનાર મોજમજા અને પ્રમાદ છે આ ત્વમો ચળકાટ પશુઓમા પણ છે

सिंह शिशुरपि निपतति, मदमलिनकपोलभित्तिषु गजेषु ॥
प्रकृतिरियं सत्ववतां, न खलु वयस्तेजसो हेतुः ॥

અર્થ—સિહનું બચ્ચું હોય તોપણ તે મદઝરતા હાથીઓના ટોળામા કુદી પડે છે એટલે-સમર્થોનો આવો સ્વભાવજ છે. તેમા વય અગર પ્રતાપ કારણરૂપ હોતા નથી

આથી એમ સૂચવ્યુ છે કે—દરેકે પોત પોતાના ધર્મ પ્રમાણે, મર્યાદાથી વર્તવુ ઘટે છે

यदृच्छया चोपपन्नं, स्वर्गद्वारमपावृतम् ॥
सुखिनः क्षत्रियाः पार्थ, लभन्ते युद्धमीदृशम् ॥३२॥

યદૃચ્છયા ચોપપન્નં, સ્વર્ગદ્વારમપાવૃતમ્ ॥
સુખિન ક્ષત્રિયા પાર્થ, લભંતે યુદ્ધમીદૃશમ્ ॥૩૨॥

**પદાનિ**—યદૃચ્છયા-ચ-ઉપપન્ન-સ્વર્ગદ્વાર-અપાવૃતમ્-
સુખિન-ક્ષત્રિયા પાર્થ-લભતે-યુદ્ધ-ઈદૃશમ્

અર્થ—હે પાર્થ ! ઈશ્વર ઇચ્છાથી પ્રાપ્ત થએલા, સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ, આવુ યુદ્ધ, ભાગ્યશાળી ક્ષત્રિઓનેજ પ્રાપ્ત થાય છે

વિવેચન—જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો કરનારને, શરીર છોડયા પછી, ઘણે કાળે સ્વર્ગ મળે છે, અને ક્ષત્રિઓને લડતા મરણ થતા તુરત સ્વર્ગ મળે છે સ્વધર્મનો લાભ કદિ ખોવો નહીં અને તેમાએ, જેમ બગાસું ખાતા અમૃતબિંદુ મોમા પડી જાય, તેમ અનાયાસે સ્વધર્મ પાળવાનો જોગ આવે, ત્યારે જી થઈને

૩૨ પદચ્છેદ —**यदृच्छया**-વિના પ્રયત્ને, અનાયાસ —વળી અથવા જ. **अपावृतम्** ( **अप+आ+वृ+त** )-ખુલ્લુ. **उपपन्नं स्वर्गद्वार**-પ્રાપ્ત થએલુ સ્વર્ગના દ્વાર જેવુ **ईदृशम् युद्धम्**-આવુ યુદ્ધ, **पार्थ**-હે અર્જુન ! **सुखिन क्षत्रिया लभन्ते**-સુખી અગર ભાગ્યશાળી ક્ષત્રિયો મેળવે છે

તેનો લાભ લેવો આગળ ૩-૩૫ અને ૧૮-૪૭ મા શ્લોકોમા શ્રી કૃષ્ણે અર્જુનને સ્વધર્મ પાળવાનો આગ્રહ કર્યો છે

अथ चेत्त्वमिमं धर्म्यं, संग्रामं न करिष्यसि ॥
ततः स्वधर्मं कीर्तिं च, हित्वा पापमवाप्स्यसि ॥३३॥

અથ ચેત્ત્વમિમં ધર્મ્યં, સગ્રામ ન કરિષ્યસિ ॥
તત સ્વધર્મ કીર્તિ ચ, હિત્વા પાપમવાપ્સ્યસિ ॥૩૩॥

**પદાનિ**—અથ–ચેત્–ત્વ–ઇમં–ધર્મ્યં–સગ્રામ–ન–કરિષ્યસિ
તત–સ્વધર્મ–કીર્તિ–ચ–હિત્વા–પાપ–અવાપ્સ્યસિ

અર્થ—તેથી–કદિ તુ, આ ધર્મયુદ્ધ નહિ કરે, તો તારો ધર્મ, અને તારી કીર્તિ, બેઉને ખોઇને તુ પાપી થઇશ

વિવેચન—જેમ પતિવિમુખ થએલી સ્ત્રી, જ્યા ત્યા હલકી પડે છે, તેમ સ્વધર્મ વિમુખ થએલો પુરૂષ જ્યા ત્યા પોતાની નિદાજ સાભળે છે

अकीर्तिं चापि भूतानि, कथयिष्यन्ति तेऽव्ययाम ॥
संभावितस्य चाकीर्तिर्-मरणादतिरिच्यते ॥ ३४ ॥

અકીર્તિ ચાપિ ભૂતાનિ, કથયિષ્યન્તિ તેઽવ્યયામ્ ॥
સભાવિતસ્ય ચાકીર્તિર્-મરણાદતિરિચ્યતે ॥ ૩૪ ॥

---

૩૩ પદચ્છેદ —**अथ चेत्**–જો કદિ, **इमम् धर्म्यम सग्रामम**–આ ધર્મ રૂપ યુદ્ધ **न करिष्यसि**–કરીશ નહી **तत**–તો તો **स्वधर्म, किर्ति च हित्वा**–સ્વધર્મ તથા કીર્તિને ખોઇને **पापम अवाप्स्यसि**– પાપપામીશ

૩૪ પદચ્છેદઃ—**च**–વળી **ते**–તારી, **अव्ययाम अकीर्ति अपि**–નાશ ન પામે એવી–એટલે લાબા વખત સુધી લોકો ન ભૂલે તેવી તારી અપકીર્તિને પણ, **भूतानि कथयिष्यन्ति**–લોકો કહેશે, **च**–અને, **सभावितस्य अकीर्ति**–પ્રતિષ્ઠિત માણસની અપકીર્તિ, **मरणात्**–મરણ કરતા, **अतिरिच्यते**–વધી જાય છે

પદાનિ—અકીર્તિ-ચ અપિ ભૂતાનિ કથયિષ્યન્તિ—તે-અવ્યયામ્—
સંભાવિતસ્ય-ચ અકીર્તિ —મરણાત્—અતિરિચ્યતે ॥

અર્થ—હે અર્જુન! લોકો સદાકાળ તારી અપકીર્તિ ગાશે—એટલે તારી નિંદા કર્યા કરશે અને પ્રતિષ્ઠા પામેલા પુરૂષોને, અપકીર્તિ મરણ કરતા વધારે ખરાબ છે.

વિવેચન—શ્રીકૃષ્ણ કહે છે કે—તુ જો કદાપિ અંતરમા દયા આવવાથી, વેરનો ત્યાગ કરીશ—પણ આ તારા દુશ્મનો તને છોડશે નહી, અને કદાચ તુ છૂટીશ—પણ આવી રીતે છૂટવુ તે મરવા કરતા સારૂ નથી મહાભારત ઉદ્યોગ પર્વમા ૭૨—૨૪ માં શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને પ્રતિષ્ઠા પામેલાની અપકીર્તિ સંબધી આ પ્રમાણેજ કહ્યુ છે

भयाद्रणादुपरतं, मंस्यंते त्वां महारथाः ॥
येषां च त्वं बहुमतो, भूत्वा यास्यमि लाघवम ॥ ३५ ॥

ભયાદ્રણાદુપરતં, મંસ્યંતે ત્વાં મહારથા ॥
યેષાં ચ ત્વં બહુમતો, ભૂત્વા યાસ્યસિ લાઘવમ્ ॥ ૩૫ ॥

પદાનિ—ભયાત્—રણાત્—ઉપરત —મંસ્યંતે—ત્વા મહારથા —
યેષા—ચ— —ત્વ —બહુમતઃ—ભત્વા—યાસ્યસિ—લાઘવમ્

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે—તું કૌરવો ઉપર દયા લાવી, રણમાથી પાછો હઠવા માગે છે, પણ—મહારથીઓ, તને રણમાથી ભયને લીધે હઠી ગએલો માનશે અને જેઓમા તુ બહુ માન પામેલો છો, તેઓમા તુ હલકાઇ પામીશ—હલકો ગણાઇશ

૩૫ પદછેદ —भयात् रणात्—ભય પામીને રણમાથી—उपरतम्—શાંતી પામેલો અગર હઠી ગએલો च—અને महारथा मंस्यते—તને મહારથિઓ માનશે, च—અને, येषां त्वं बहुमत—જેઓની મધ્યે તુ બહુ સત્કાર પામેલો. भूत्वा—હોઇને, જે હતે તે, लाघवं यास्यसि—તુચ્છતા અથવા તિરસ્કારને પામીશ.

अवाच्यवादांश्च बहून्, वदिष्यन्ति तवाहिता ॥
निंदंतस्तव सामर्थ्यं, ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

અવાચ્યવાદાંશ્ચ બહૂન્, વદિષ્યન્તિ તવાહિતાઃ ॥
નિદંતસ્તવ સામર્થ્યં, તતો દુખતરં નુ કિમ્ ॥ ૩૬ ॥

પદાનિ--અવાચ્યવાદાન્-ચ-બહૂન્-વદિષ્યન્તિ-તવ-અહિતા -
નિંદન્ત -તવ-સામર્થ્ય -તત.-દુખતર -નુ--કિમ્

અર્થ—તારા શત્રુઓ, તારા સામર્થ્યની નિંદા કરીને ઘણા ન બોલવાના બોલ બોલશે એથી બીજુ વધારે દુખ કયું ?

વિવેચન—જેમ સિંહની ગર્જના સાભળી, હાથીઓ ડરી જાય છે, તેમ તારો ટંકાર સાભળી કૌરવદળના મહારથીઓ થડકી જાય છે તે તમામ તુ રણમાથી પાછો ફરીશ, તો નિંદા કરશે તારી કીર્તિ ગંગાના જળ જેવી પવિત્ર-ગહન અને વેગવાળી છે, તેનો નાશ થતા શુ તારા દિલને દુખ નહિ થાય ?

हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम ॥
तस्मादुत्तिष्ठ कौंतेय, युद्धाय कृतनिश्चयः ॥ ३७

(૩૬) પદચ્છેદ -[अवाच्याश्चते वादाश्च अवाच्यवादा तान् अवाच्यवादान् ] बहून् अवाच्यवादान्—ન બોલાય તેવા ઘણા બોલને तव अहिता -તારા દુશ્મનો-वदिष्यति-બોલશે तव सामर्थ्य- તારા બળને निंदन्ति इति निन्दन्त -નિંદનારા (દુશ્મનો) तत -તેથી [अतिशयेन दुःख इति दुःखतर] दुःखतर नु किम् ? વધારે દુખ કયુ

(૩૭) પદચ્છેદ —हत वा-જો કદિ હણાયો प्राप्स्यसि स्वर्ग સ્વર્ગને પામીશ वा जित्वा-જો કદિ જીતિશ તો भोक्ष्यसे महीम्- પૃથ્વિને ભોગવીશ. तस्मात्-તેથી कौंतेय-હે કુંતાના બાળ ! उत्तिष्ठ- ઉભો થા युद्धाय-યુદ્ધને માટે कृत निश्चय येन स कृतनिश्चय — બરાબર વિચાર કરીને એટલે નિશ્ચયયુક્ત થઇને

**હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં, જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ॥**
**તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય, યુદ્ધાય કૃતનિશ્ચયઃ ॥ ૩૭ ॥**

પદાનિ—હત -વા-પ્રાપ્સ્યસિ-સ્વર્ગ-જિત્વા-વા-ભોક્ષ્યસે-મહીમ્
તસ્માત્-ઉત્તિષ્ઠ-કૌન્તેય-યુદ્ધાય-કૃતનિશ્ચય

અર્થ—યુદ્ધ કરતા જો તુ હણાયો, તો તને સ્વર્ગ મળશે, અને જીતીશ તો પૃથ્વી ભોગવીશ માટે હે કુતાના બાળ! યુદ્ધનો નિશ્ચય કરીને ઉભો થા

વિવેચન—સાખ્યજ્ઞાન પ્રમાણે જીવતા મુવાનો હિસાબ રહ્યો નથી, અને સ્વધર્મ પણ એમજ કહે છે દિલીપ બોલ્યો છે કે—( સર્ગ ૨-૫૭ કવિ કાલીદાસની વાણી )

किमप्य हिंस्यम तव चेन्मतोऽहं, यश शरीरे भव मे दयालु ।
एकान्तविध्वंसिषु मद्विधाना पिण्डेष्वनास्था खलु भौतिकेषु ॥

[અર્થ—દિલીપ બોલ્યો કે-હે સિહ! જો તારે હીસાબે, હુ હણાવા લાયક ન હોઉ, એટલે-મને મારવો તે વાત તને ન ગમતી હોય, તો તુ મારા કીર્તિરૂપી શરીરમા દયાળુ થા એટલે-મારી કીર્તિનો નાશ ન થાય તેમ કર પચમહાભૂતના નાશવત દેહોમા મારે અને મારા જેવા વિચારના માણસોને, ખરેખર શ્રદ્ધા-પ્રીતિ હોતી નથી ]

સ્વધર્મ પાળતા પાપ લાગવાનો અર્જુનને ડર હોય તો તેનો ખુલાસો હવે શ્રીકૃષ્ણ કરે છે—

**सुखदुःखे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥३८॥**

---

( ) પદચ્છેદ.—**सुखञ्च दुःखञ्च सुखदुःखे**—સખદુખને, **लाभश्च अलाभश्च लाभालाभौ**—હાસલ તથા ખોટને **जयश्च अजयश्च जयाजयौ**-જય તથા હારને **समे कृत्वा**—સમાન ગણીને **तत**—પછી, **युद्धाय युज्यस्व**—યુદ્ધ કરવા માટે જોડા. **एवं**—એમ કરવાથી **पापम् न अवाप्स्यसि**—પાપને પામીશ નહીં

**સુખદુ ખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ॥**
**તતો યુદ્ધાય યુજ્યસ્વ, નૈવ પાપમવાપ્સ્યસિ ॥૩૮॥**

**પદાનિ**—સુખદુઃખે-સમે-કૃત્વા,-લાભાલાભૌ-જયાજયૌ.
તત -યુદ્ધાય-યુજ્યસ્વ-ન-એવ પાપ -અવાપ્સ્યસિ

**અર્થ—સુખ-દુ ખ, લાભ-અલાભ, તથા જય-પરાજય એ સર્વને સમાન ગણીને યુદ્ધમા જોડા, એમ કરવાથી તને પાપ લાગશે નહી.**

વિવેચન—સ્વધર્મ પાળતા પાપ લાગે કે કેમ, તે બાબતનુ વિવેચન, આપણે ૩૧ મા શ્લોક નીચે કર્યું છે સાખ્ય જ્ઞાન તથા સ્વધર્મ જ્ઞાન આપી, શ્રી કૃષ્ણે અર્જુનની મમતા તોડી નાખી, જો તે મમતા બરાબર તુટી હોય-તોજ તે સુખ દુ ખને-લાભ-અલાભને અને જય તથા પરાજ્યને સરખા ગણી શકે મમતા ટૂટે ત્યા પાપ અને પુણ્ય પણ સરખાજ ગણાય

અધિકારીના ભેદથી શાસ્ત્રના વિષયનો ભેદ કરી, શ્રી કૃષ્ણ હવે સાખ્યનો વિષય બ ધ કરી, કર્મયોગ સ બ ધી આગળ કહે છે.

**एषा तेऽभिहिता सांख्ये, बुद्धिर्योगे त्विमां शृणु ॥**
**बुद्धया युक्तो यया पार्थ, कर्मबंधं प्रहास्यसि ॥ ३९**

**એષા તેઽભિહિતા સાંખ્યે, બુદ્ધિર્યોગે ત્વિમાંશૃણુ ॥**
**બુદ્ધયા યુક્તો યયા પાર્થ, કર્મબ ધ પ્રહાસ્યસિ ॥ ૩૯**

---

(૩૯) પદચ્છેદ—**एषा बुद्धि**—આ બુદ્ધિ અગર સમજણ, અગર આવા પ્રકારનુ જ્ઞાન **सांख्ये**-સાખ્ય શાસ્ત્રાનુસાર એટલે પુરૂષ પ્રકૃતિના નિયમ પ્રમાણે તે **अभिहिता**-તને કહ્યુ **तु**-હવે-**इमाम् योगे शृणु**-આ બુદ્ધિને કર્મયોગના નિયમ પ્રમાણે સાભળ **पार्थ**-હે અર્જુન ! **यया बुद्धया**-જે સમજણથી એટલે કર્મયોગવાળી સમજણથી **युक्त**-જોડાએલો (તુ) **कर्मण बन्ध कर्मबन्ध तम्-कर्मबन्धं** કર્મના બધનને **प्रहास्यसि**-ત્યજી શકીશ

**પદાનિ—એષા-તે-અભિહિતા-સાખ્યે-બુદ્ધિ -યોગે-તુ-ઇમાં-શૃણુ બુદ્ધયા-યુક્ત -યયા-પાર્થ-કર્મબ ધ-પ્રહાસ્યસિ**

(આ શ્લોકમા બુદ્ધિનો અર્થ 'જ્ઞાન' કરવો)

**અર્થ**—શ્રીકૃષ્ણ કહે છે કે હે અર્જુન! આ પ્રમાણે તને સાખ્ય-માર્ગનુ જ્ઞાન આપ્યુ હવે યોગમાર્ગનુ જ્ઞાન સાભળ યોગમાર્ગના જ્ઞાનયુક્ત કર્મ કરીશ તો, હે પાર્થ! તુ કર્મના બ ધનને તજી શકીશ

વિવેચન—સા ખ્ય સ બ ધી, આ બીજા અધ્યાયના પુસ્તકની શરૂઆતમા, જરૂર પડતુ વિવેચન કર્યુ છે [નિષ્કામ કર્મ કરવાથી અ ત કરણની શુદ્ધિ થાય છે અ ત કરણની શુદ્ધિ ન હોય, ત્યા સુધી જ્ઞાન અ ત કરણમા ઠરી શકતુ નથી આ અધ્યાયના ૨૧ મા શ્લોકમા 'वेदाविनाशिनं नित्य विગેરે કહીને 'વિદ્વાનને કર્મ કરવાની જરૂર નથી' એવુ સૂચન કર્યુ હતુ. આગળ-૩૧ મા શ્લોકમા 'स्वधर्ममपि चावेक्ष्य' વિગેરે કહીને, પાછુ કર્મ કરવાનુ સૂચન કર્યુ છે એ પ્રકારના ઉપદેશના સમાધાનરૂપે, આ શ્લોક છે યોગ અને કર્મ સ બ ધી નાના પુસ્તકો તૈયાર કરીને આપની સેવામા મૂકયા છે હજી ન વાચ્યા હોય તો વાચજો જુજ કીંમત છે, છતા ખરીદી ન શકતા હો, તો દિલગીર થવા જેવુ છે મુમુક્ષુઓનુ સાચુ ધન પુસ્તકો છે કર્મ તો સૌ કરે છે, પણ નિષ્કામ કર્મ કરવાના વિચાર, જ્ઞાન વિના નહી થાય આ પ્રમાણે જ્ઞાન અને કર્મ એ બેઉનુ જોડાણ, તે કર્મયોગ-એટલે જ્ઞાનયુક્ત કર્મ કરવાની 'પદ્ધતિ'નુ બીજુ નામ 'કર્મયોગ આ વાતને વધારે સ્પષ્ટ કરવાના હેતુથી, ૩ જા અધ્યાયનો ૩ જો શ્લોક જોઇએ—'लोकेऽस्मिन्द्विविधा निष्ठा' વિગેરેથી શ્રી કૃષ્ણ સૂચવે છે કે—આ સાખ્ય કપિલનુ નથી વેદાત નથી તેમ આ 'યોગ' શબ્દથી પાત જળ યોગ છે, એમ પણ નથી. ત્યારે સાખ્ય અને યોગનો અહી શુ અર્થ સમજાય છે તે સાભળો—સાંખ્ય

એટલે 'સન્યાસ માર્ગ' અને 'યોગ' એટલે 'કર્મ માર્ગ' સાખ્યથી જે પ્રાપ્ત થાય છે, તે યોગથી પણ પ્રાપ્ત થાય છે, એવુ શ્રીકૃષ્ણ આ ૫-૫ મા શ્લોકમા કહે છે તેજ અધ્યાયના બીજા શ્લોકની બીજી લીટીમા, કર્મ સન્યાસના કરતા કર્મ-યોગ ઉત્તમ છે એવુ પણ કહે છે તેજ અધ્યાયના છઠ્ઠા શ્લોકમા, કર્મયોગ વિનાનો સન્યાસ, દુખકર છે, એવુ કહે છે તાત્પર્ય-જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ, નિષ્કામબુદ્ધિથી હમેશા કર્મ કરતા રહેવુ ગીતાના છેવટના અધ્યાય સુધી, અનેક કારણો બતાવીને, અને અનેક શકાઓનુ નિરાકરણ કરીને, જ્ઞાન થયા પછી પણ નિષ્કામ કર્મનો ત્યાગ ન કરવો, એવો ઉપદેશ શ્રીકૃષ્ણનો ચાલુ રહેશે, તે લક્ષમા રાખવુ

नेहाभिक्रमनाशोऽस्ति, प्रत्यवायो न विद्यते ॥
स्वल्पमप्यस्य धर्मस्य, त्रायते महतो भयात् ॥४०॥

નેહાભિક્રમનાશોઽસ્તિ, પ્રત્યવાયો ન વિદ્યતે ॥
સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય, ત્રાયતે મહતો ભયાત્ ॥૪૦॥

**પદાનિ**—ન-ઇહ-અભિક્રમનાશ —અસ્તિ-પ્રત્યવાય —ન-વિદ્યતે
સ્વલ્પ —અપિ-અસ્ય-ધર્મસ્ય-ત્રાયતે—મહત્ —ભયાત્

**અર્થ**—વળી હે અર્જુન ! 'इह' એટલે આ કર્મયોગની બાબતમા-કરેલુ કર્મ નિષ્ફળ જતુ નથી તેમા દોષની (પણ) પ્રાપ્તિ થતી નથી આ પ્રમાણે કરેલા કર્મરૂપી ધર્મનુ જરાપણ પાલન થયુ હોય, તો તે કર્મ મોટા ભયથી રક્ષણ કરે છે

વિવેચન—ખેતી, વેપાર વિગેરે લૌકીક કર્મ, કરનારને કાઇ

(૪૦) ૫ ચ્છે૦ —**इह**-આ નિષ્કામકર્મની બાબતમા-**अभिक्रमस्य नाश अभिक्रमनाश** -આરભનો નાશ, એટલે કાઇ કર્મ કર્યુ તેના ફળનો નાશ **न अस्ति**-નથી **प्रत्यवाय** -દોષ **न विद्यते**-નથી **अस्य धर्मस्य स्वल्पम् अपि**-આ નિષ્કામ કર્મરૂપી ધર્મનુ થોડુ સરખુ કાર્ય પણ **महत: भयात्**-મોટા ભયમાથી **त्रायते**—રક્ષણ કરે છે.

વખત ફળ મળે અને કોઇ વખત મળતું પણ નથી. સ્વર્ગાદિક સુખ માટે કરેલા યજ્ઞાદિકર્મ, જો તે કર્મમા કાઇ ખામી આવી જાય છે તો, પૂણ્યને બદલે પાપની પ્રાપ્તી થાય છે તે બેઉ પ્રકારથી નિષ્કામ કર્મનો પ્રકાર જુદો છે એટલે-તેમા કાઈ દોષ હોય, તો તેનુ પાપ લાગતુ નથી. કોઇપણ વેપારમા જો નફાના ધણી થાય છે તેને ખોટ પણ વેઠી લેવી પડે છે, તેમ નિષ્કામકર્મ કરનાર પુરૂષ, તે કર્મમાથી પ્રાપ્ત થતા, પુણ્યમા મમતા રાખતો નથી, તેથી તેને, તે કર્મના દોષના પાપનો ભય હોતો નથી કર્મ માર્ગમા એક જન્મમા સિદ્ધિ ન મળે, તો પણ કર્મ વ્યર્થ જતા નથી તે સબધી વિશેષ ખુલાસો, ગીતાના અ. ૬-૪૦ થી ૪૬ મા કર્યો છે આગળ સાતમા અધ્યાયના ૧૯ મા શ્લોકમા 'बहूना जन्मनामन्ते ज्ञानवान्मा प्रपद्यते' વિગેરેથી સૂચવે છે કે-કરેલા કર્મરૂપ ધન, જીવને છેવટમા પરમાત્માની પ્રાપ્તિ કરાવે છે હવે નિશ્ચયનુ ભાન કરાવે છે

व्यवसायात्मिका बुद्धि-रेकेह कुरुनंदन ॥
बहुशाखा ह्यनंताश्च, बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

વ્યવસાયાત્મિકાબુદ્ધિ-રેકેહ કુરૂનન્દન ॥
બહુશાખા હ્યનતાશ્ચ, બુદ્ધયોઽવ્યવસાયિનામ્ ॥૪૧॥

પદાનિ—વ્યવસાયાત્મિકા-બુદ્ધિ-એકા-ઇહ-કુરૂનદન,
બહુશાખા.-હિ-અનતા -ચ-બુદ્ધય.-અવ્યવસાયિનામ્

(૪૧) પદચ્છેદ—[व्यवसाय ( નિશ્ચય ) आत्मा यस्या सा व्यवसायात्मिका ] व्यवसायात्मिका एका बुद्धि -નિશ્ચયવાળી બુદ્ધિ-સમજણ અગર જ્ઞાન, એક છે-इह-આ નિષ્કામ કર્મ અગર મોક્ષમાર્ગમા कुरुनंदन—હે અર્જુન हि અને नास्ति व्यवसाय येषाम् ते अव्यवसायिन, तेषाम् अव्यवसायिनाम्-આત્મતત્વ સિવાય બીજા પદાર્થો માટે મથનારા એટલે સકામ ભક્તોની बुधय -બુદ્ધિઓ [बहव्य शाखा यासाम् ता. बहुशाखा] बहुशाखा अनता च—ઘણા ફાટાવાળી તથા અસખ્ય

[ બુદ્ધિ એટલે ' જ્ઞાન અગર સમજણ ' સમજવુ અને 'વ્યવસાય' એટલે 'નિશ્ચય' અગર 'વ્યવસ્થા' સમજવુ. કર્મમાર્ગમા બે ફાટા છે એક નિશ્ચયવાળી સમજણ અગર ઠરેલ બુદ્ધિ, અને બીજી નિશ્ચય વિનાની સમજણ. આત્મતત્ત્વ અગર મોક્ષ માટે જે પ્રયત્ન થાય, તે ઠરેલ બુદ્ધિ ગણાય, અને મોક્ષ સિવાય અનેક સુખો માટે જે કર્મ–અગર પ્રયાસ થાય, તે નિશ્ચય વિનાની બુદ્ધિ આત્મતત્ત્વ અથવા મોક્ષ માટે જે કર્મ થાય તે નિષ્કામ કર્મ, અને તે સિવાયના સુખ માટે જે કર્મ થાય તે સકામ કર્મ નિષ્કામ કર્મ કરનારને એક પરમાત્માજ ધ્યેય–પ્રાપ્ત કરવાના–હોય છે અને સકામ કર્મ કરનારને અનેક સુખો ધ્યેય હોય છે કારણ કે સુખો અગર વિષયોનો કદિ સંતોષ હોતો નથી આટલી વાત બરાબર સમજાય પછી આ શ્લોકનો અર્થ કરીએ ]

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે હે કુરૂનદન ! આ સસારમા કર્મ કરવામા બે પ્રકારની સમજણ અગર બુદ્ધિ હોય છે એક બુદ્ધિ, પરમાત્માની પ્રાપ્તિ અર્થે અનન્ય ભાવથી, કર્મો કર્યા કરે છે, અને બીજી—નિશ્ચય વિનાના પુરૂષોની ઘણા ફાટાવાળી સમજણો અનેક પ્રકારની-એટલે-અનેક પ્રકારના સુખો માટે–જુદી જુદી હોય છે.

વિવેચન—નિશ્ચયવાળી બુદ્ધિનો અર્થ આપણે 'ઠરેલ બુદ્ધિ' કર્યો તેનો બીજો અર્થ 'સદ્‌બુદ્ધિ' પણ થાય છે આવી સદ્‌બુદ્ધિ એટલે–પરમાત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છા–ઘણા પુણ્યના ફળરૂપે હોય છે જેમ નાનકડો દિવો મોટા ઘરને પ્રકાશ આપે છે, તેમ થોડી સદ્‌બુદ્ધિ પણ ઘણો પ્રકાશ આપે છે હીરામોતી કરતા પણ સદ્‌બુદ્ધિ મોંઘી છે

**મોક્ષવાણી પાનુ ૪૫. ચોપાઇ**

**જ્યાં સુમતિ ત્યાં સપત્તિ નાના, જ્યાં કુમતિ ત્યા વિપતિ નિદાના.**

શ્રુતિ પણ કહે છે.

मनो हि द्विविधं प्रोक्तं, शुद्धं चाशुद्धमेव च ।
अशुद्ध कामसंकल्प, शुद्ध कामविवर्जितं ॥

અર્થ—મન બે પ્રકારનુ છે—એક સુખોની નાના પ્રકારની કામનાઓથી ભ્રષ્ટ, અને બીજુ સુખોની કામના રહીત એટલે પરમાત્મામાં જોડાએલુ.)

ઘણુ સાભળ્યા છતા, ઘણુ વાચ્યા છતા, જેઓની બુદ્ધિ પરમાત્મામા ઠરી નથી–એટલે–જેઓને નિષ્કામકર્મ કરવા ગમતા નથી–તેવા સકામ પુરૂષોની સ્થીતિનુ વર્ણન, હવે નીચેના શ્લોકોમા શ્રી કૃષ્ણ કહે છે

यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥
वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

યામિમાં પુષ્પતાં વાચ, પ્રવદ ત્યવિપશ્ચિત ॥
વેદવાદરતા પાર્થ, નાન્યદસ્તીતિ વાદિનઃ ॥ ૪૨ ॥

પદાનિ—યા–ઇમા–પુષ્પિતા–વાચ–પ્રવદ તિ–અવિપશ્ચિત–
વેદવાદરતા–પાર્થ–ન–અન્યત્–અસ્તિ–ઈતિ–વાદિન – ૪૨

---

(૪૨) પદછેદ—पार्थ–હે અર્જુન ! याम् इमाम् वाचं જે આવી વાણીને (હવે વાણીના વિશેષણો સાભળો) पुष्पाणि संजातानि यस्या सा पुष्पिता, ताम् पुष्पिताम्–ફળ આપવાવાળી એટલે રમણીય जन्मानि च कर्माणि च जन्मकर्माणि, जन्मकर्माणि, एव फलानि प्रददाति इति जन्मकर्मफलप्रदा, ताम् जन्मकर्मफलप्रदाम्–જન્મ કર્મરૂપી ફળને આપનારી क्रियाणाम् विशेषा (વિસ્તાર) क्रियाविशेषाः तैः बहुला, क्रियाविशेषबहुला, ताम् क्रियाविशेषबहुला–નાના પ્રકારના કર્મોના વિસ્તારને સુચવતી भोगश्च ऐश्वर्यं च भोगैश्वर्ये, तयोः गतिः भोगैश्वर्यगति ताम्–भोगैश्वर्यगतिं] भोगैश्वर्यगतिं प्रति–

**कामात्मानः स्वर्गपराः, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥ ४३**

**કામાત્માનઃ સ્વર્ગપરા, જન્મકર્મફલપ્રદામ્ ॥**
**ક્રિયાવિશેષબહુલાં, ભોગૈશ્વર્યગતિ પ્રતિ ॥ ૪૩**

**પદાનિ**—કામાત્માન -સ્વર્ગપરા -જન્મકર્મફલપ્રદામ્
ક્રિયાવિશેષબહુલા-ભોગૈશ્વર્યગતિ-પ્રતિ-(૪૩)

અર્થ—હે અર્જુન ! વેદમા કહેલા સકામ કર્મોના યથાર્થ ભાવને નહી સમજીને, તે કર્મો તથા તે કર્મોના ફળના વખાણ કરનારા, અને તેમાજ આનદ માની, વેદમા એ વિના બીજુ વિશેષ જાણવાનુ નથી ' એવુ બોલનારા, મીઠીમીઠી-લલચાવનારી વાતો કરે છે વિષયોની કામનાવાળા અને સ્વર્ગ પ્રાપ્તિનેજ પોતાનુ સમગ્ર કર્તવ્ય માનનારા, આ પુરૂષો ભોગ તથા ઐશ્વર્ય મેળવવા માટે, જન્મ તથા કર્મના ફળને આપનારી, તથા જેમા ઘણી ક્રિયાઓ સમાએલી છે, એવી અનેક લાબી લાબી ક્રિયાઓ કરવાનુ કહે છે

વિવેચન—'वेदवाद' એટલે સકામ કર્મ સબધી વેદમા કરેલી આજ્ઞાઓ—જેવીકે—वायव्यं श्वेतमालभेत भूतिकाम -વૈભવની ઇચ્છાવાળા યજમાને, વાયુ, જેનો દેવ છે એવા શ્વેત પશુને યજ્ઞ માટે લેવો એવી રીતે ઈદ્રની પદવી માટે અમુક ક્રિયાઓ કરવી

---

ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય તેવે રસ્તે દોરનારી (વાણી) ને [ **न विपश्चित अविपश्चित**-રહસ્ય નહિ સમજનારા, ઉપલકીયા જ્ઞાનવાળા **वेदस्य वादे रता**-વેદના અર્થના વાદમા પ્રીતિવાળા **न अन्यत् अस्ति इति वादिन (वदन्ति इति वादिनः)**-કર્મના ફળ પ્રાપ્ત કરવા સિવાય, બીજુ આગળ કાઇ છેજ નહી એમ કહેનારા **काम एव आत्मा येषाम् ते कामात्मान**-કામનાવાળા **स्वर्ग पर प्रधान येषाम् ते स्वर्गपरा**-સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા, **प्रवदन्ति**-બોલે છે અગર કહે છે

**पुष्पिता वाचं**-કેશુડાના ફુલથી શોભતા ખાખરાના વૃક્ષ જેવી મધુર-લલચાવનારી વાણી. '**जन्मकर्म**' એટલે જન્મ, મૃત્યુ, સુખદુઃખ વિગેરે '**गति**' નો અર્થ 'પ્રાપ્તિ' થાય છે

भोगैश्वर्यप्रसक्ताना, तयाऽपहृतचेतसाम् ॥
व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥ ४४ ॥

ભોગૈશ્વર્યપ્રસક્તાનાં, તયાઽપહૃતચેતસામ્ ॥
વ્યવસાયાત્મિકા બુદ્ધિ, સમાધૌ ન વિધીયતે ॥ ૪૪

**પદાનિ**—ભોગૈશ્વર્યપ્રસક્તાના-તયા-અપહૃતચેતસામ્-વ્યવસાયાત્મિકા-બુદ્ધિ-સમાધૌ-ન-વિધીયતે-(૪૪)

અર્થ—ભોગ અને ઐશ્વર્યમા આસક્ત ચિત્તવાળા, તથા નાના પ્રકારની કામનાઓથી, જેઓના ચિત્ત મોહ પામી ગયા હોય, તે પુરૂષોને, આત્મતત્ત્વના નિશ્ચયવાળી બુદ્ધિ, અંતઃકરણમા હોતી નથી-એટલે-તેઓને મોક્ષ સંબંધી વિચાર થતો નથી

વિવેચન—ટીકાકારો '**समाधि**' ના ઘણા અર્થ કરે છે, પણ તેનો અર્થ 'અંતઃકરણ' અગર 'અંતર' કરવો તે ઠીક છે ઉપર જણાવેલા ત્રણે શ્લોકો મળીને, એકજ વાક્ય બને છે અને એકજ ભાવ સૂચવે છે ત્રણે શ્લોકમા જ્ઞાન વિનાના કર્મોની એટલે સદાકાળ સકામકર્મ કરનાની નિંદા છે ગીતા અ ૯-૨૧ મા '**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं**' વિગેરેથી 'સકામકર્મ ભલે સુખ આપનારા છે ખરા, પણ જન્મમરણ આપનારા છે' એવુ સૂચવ્યુ છે. મુંડક ઉપનિષદમા ૧-૨-૧૦ મા કહે છે કે—

(૪૪) પદચ્છેદ—**भोगश्च ऐश्वर्यं च भोगैश्वर्ये, तयो** (તેમાં) **प्रसक्ता तेषाम् भोगैश्वर्यप्रसक्तानां**—ભોગ તથા ઐશ્વર્યમા આસક્તિ રાખવાવાળી-**तया**-તે વાણીથી-**अपहृतानि चेतांसि येषाम् ते अपहृतचेतस तेषाम्**-જેમના ચિત્ત મોહ પામી ગયા છે તેઓની **व्यवसायात्मिका बुद्धि**-આત્મતત્વના નિશ્ચયવાળી બુદ્ધિ, **समाधौ न विधीयते**-અંતરમા હોતી નથી.

**इष्टापूर्तं मन्यमाना वरिष्ठं, नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।**
**नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं विशन्ति ॥**

[અર્થ—યજ્ઞયાગાદિક તથા વાવ, કુવા, ધર્મશાળા વિગેરે કરાવવા એટલુંજ શ્રેષ્ઠ છે એવુ જે જાણે છે, અને તે સિવાય બીજુ કઇ પણ કલ્યાણકારી નથી, એવુ માનનારા મૂઢ લોકો ! સ્વર્ગમા પૂણ્યનો ઉપભોગ કરીને, આ લોકમા અગર, આથી હલકા લોકમા પાછો આવે છે–જન્મ લે છે

કઠ ૨–૫, ઇશ ૯–૧૨, વિગેરે ઘણે ઠેકાણે ઉપનિષદોમા, તથા શ્રીમદ્ ભાગવતમા પ્રાચિનબર્હિ રાજાનો અને નારદનો સવાદ, સકામ કર્મ મોક્ષ પ્રાપ્તિમા વિઘ્ન કરનારા છે, એવુ સૂચવે છે

**त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन ॥**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो, निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

**ત્રૈગુણ્યવિષયા વેદા, નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન ॥**
**નિર્દ્વંદ્વો નિત્યસત્ત્વસ્થો, નિર્યોગક્ષેમ આત્મવાન્ ॥૪૫**

**પધાનિ**—ત્રગુણ્યવિષયા –વેદા –નિસ્ત્રૈગુણ્ય –ભવ–અર્જુન
નિર્દ્વંદ્વ –નિત્યસત્ત્વસ્થ –નિર્યોગક્ષેમ –આત્મવાન્ ॥

અર્થ—હે અર્જુન! કર્મકાડ સબધી ઉપદેશ, વેદના જે ભાગોમા સૂચવ્યો છે તે ભાગો, (ઉપર જણાવ્યા પ્રમાણે) સત્વ, રજસ

(૪૫) પદચ્છેદ—**त्रयश्चते गुणाश्च त्रिगुणा, त्रिगुणा एव त्रैगुण्य, त्रैगुण्यं विषय येषाम् ते त्रैगुण्यविषया] त्रैगुण्यविषया वेदा**—ત્રણ ગુણને વિષય કરનારા કર્મકાડરૂપી વેદના ભાગો. **निर्गतं त्रैगुण्यं यस्मात् स निस्त्रैगुण्य**–નિર્ગુણ **अर्जुन भव**–હે અર્જુન થા **निर्गतं द्वंद्व यस्मात् स निर्द्वंद्व**–સુખદુ ખરૂપી જોડાથી રહિત **नित्य सत्त्वे तिष्ठति इति नित्यसत्त्वस्थ**—અચળ શાતિવાળો **निर्गतौ योगक्षमौ यस्य स निर्योगक्षेम**–મેળવવુ અને મળેલાને સાચવવુ તે બેઉ વાતની ચિતા જેમાથી ચાલી ગઇ છે એવો **प्रशस्त आत्मा यस्य स आत्मवान्** આત્મામાં વિશ્વાસવાળો.

અને તમસ–એવા ત્રણ ગુણોની બાબતોથી ભરેલા છે, માટે તું તે ગુણો રહિત, સુખદુ ખોના દ્વદ્વોથી રહીત, સદા શાતિવાળો, યોગ તથા ક્ષેમાદિ સ્વાર્થમા બુડી ન મરતા, આત્મનિષ્ઠ થા–એટલે–આ સ સારના સુખોથી જે કાઇ આગળ છે તે સુખ માટે પ્રયાસ કર

વિવેચન—'યોગ ક્ષેમ રહીત થઇએ તો ખાઇએ શુ ?' એવી શ કાનો જવાબ, આગળ નવમા અધ્યાયના ૨૨ ના શ્લોકમાં શ્રીકૃષ્ણ આપે છે કે–योगक्षेमं वहाम्यहं–(હુ તેને જે જોઇએ તે, મેળવી આપુ છઉ અને મેળવેલાનું રક્ષણ પણ કરૂ છઉં) આ 'योगक्षेम' શબ્દ મહા ભા શાતિ પર્વ ૩૪૮–૭૨ મા છે અહીં કર્મની નીદા નથી–એટલે કર્મનો ત્યાગ કરવાની આજ્ઞા નથી–પણ કર્મના ફળમા મમતા રાખવાની મના છે ગીતા અ ૧૮–૬ મા છેવટે આ પ્રમાણેજ શ્રીકૃષ્ણ બોલ્યા છે ભાગવત ૧૧–૩–૪૬ ગીતા અ. ૧૭–૧૧ મા આ સબધી આવાજ ખુલાસા છે

यावानर्थं उदपाने, सर्वतः संप्लुतोदके ॥
तावान् सर्वेषु वेदेषु, ब्राह्मणस्य विजानतः ॥ ४६

યાવાનર્થં ઉદપાને, સર્વત સ પ્લુતોદકે ॥
તાવાન્ સર્વેષુ વેદેષુ, બ્રાહ્મણસ્ય વિજાનત ॥ ૪૬

પદાનિ—યાવાન્–અર્થ –ઉદપાને–સર્વત –સ પ્લુતોદકે–
તાવાન–સર્વેષુ–વેદેષુ–બ્રાહ્મણસ્ય–વિજાનત –

[ જેમ નાનાનાના જળાશયોમા કોઇમાં સ્નાન તો કોઇમા પાન ઇત્યાદિ જુદિ જુદિ ક્રિયાઓ થાય છે, અને તે તમામ ક્રિયાઓ

(૪૬) પદછેદ —यावान्—જેટલુ उदकानाम् पान ( સ્નાન ) उदपान, तस्मिन्—ખાબોચીયામા અગર નાના સરોવરમા सर्वत –સર્વ તરફથી संप्लुत उदक यस्मिन तत्, तस्मिन्–મોટા જળાશયમા. तावान्–તેટલુ सर्वेषु वेदेषु–સર્વ વેદમા [विजानाति इति विजानन् तस्य विजानत ] विजानत ब्राह्मणस्य–વેદને જાણવાવાળા બ્રાહ્મણનું

મોટા જળાશયમા થાય છે, તેમ સકામ કર્મ કરનારને સકામ કર્મ કરવાથી જે જે સુખ મળે છે, તે તમામ સુખનો ભડાર, નિષ્કામ કર્મ કરી, પ્રભુ પરાયણ રહેનારને મળી શકે છે, એ વાત આ શ્લોકમા છે ]

અર્થ—જેમ થોડા જળવાળા સ્થાનમા જેટલુ કાર્ય સરે છે, તેટલુ કાર્ય, સર્વભણીથી ભરાએલા મોટા સરોવરમા પણ થાય છે તેમ સર્વ વેદોમા કહેલા કામ્ય માર્ગોથી, જે સુખ પ્રાપ્ત થાય છે, તે તમામ સુખ, બ્રહ્મ જાણનાર તત્ત્વવિદ્ પુરૂષને મળે છે ! બીજો એવો અર્થ પણ થાય છે કે-જેમ જળભરી નદીને કાઠે બેઠેલો પુરૂષ કુવાને શોધતો નથી, તેમ બ્રહ્માનદની પ્રાપ્તિ થાય એવા સાધનો-અગર એવી સમજણ-જેની પાસે હોય, તે પુરૂષ કામ્ય કર્મ કરવા લલચાતો નથી.

વિવેચન-' एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति'

શ્રુતિ કહે છે કે—" આ મહાન્ આનદના અશ માત્રમા સર્વે જીવો આનદ પૂર્વક જીવે છે. છાદોગ્ય ઉપનિશદના ૪ થા પ્રકરણના પેલા ખડના ૪ થા મત્રમા—

'सर्वं तत् अभिसमेति यत् किंचित प्रजा
साधु कुर्वन्ति यस्तद्वेद यत् स वेद '

અર્થ—" લોકો જે કાંઈ શુભ કર્મ કરે છે, તેનુ સમગ્ર બ્રહ્મજ્ઞાનમા અતર્ભૂત થાય છે" મોક્ષવાણી પાનુ ૭૦

ગુરૂ વસિષ્ઠ શ્રી રામને કહે છે કે—

ચોપાઇ

જપ તપ નિયમ યોગ વ્રત ધર્મા, શ્રુતિ સભવ નાના વિધિ કર્મા,
જ્ઞાન, દયા, દમ, તિરથ, મજ્જન, જહૅ લગી ધર્મ કહે શ્રુતિ સજ્જન,
આગમ નિગમ પુરાણ અનેકા, પઢે સુનેકર ફુલ પ્રભુ એકા,
તવ પદ પકજ પ્રીતિ નિરતર, સબ સાધન કર ફ્લ યહ સુદર.
છુટે મલ કીં મલહીકે ધોયે, ઘૃત કિ પાવ કોઈ વારિ વિલોયે,

પ્રેમભક્તિજલ બીનુ રઘુરાઇ, અભ્યંતર મલ કબહુ ન જાઇ
સોઇ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઇ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડીન;
દક્ષ સકલ લક્ષણ યુત સોઇ, જાકે પદસરોજ રતિ હોઇ

મહા ભા શા. ૨૪૧–૧૦ શુક તથા વ્યાસના જ્ઞાન અને કર્મના ન્યુનાધીકપણાના સંવાદમા–**न ते (ज्ञानिन) कर्म प्रशसन्ति कूप नद्याम् पिबन्निव**–નદિમાથી જેમને પાણી પીવા મળે છે તે જેમ કુવાની પરવા કરતો નથી, તેમ જ્ઞાની પુરૂષો કામ્ય કર્મના વખાણ કરતા નથી, એટલે તેઓ કામ્ય કર્મથી લલચાતા નથી તેમજ પાડવી ગીતાના ૧૭ મા શ્લોકમા કહે છે કે—ભગવાનને છોડીને બીજા દેવોની ઉપાસના કરે છે તે—

**तृषितो जाह्नवीतीरे कूप वाच्छति दुर्मति ॥**

[ ગગા કીનારે તરસ લાગે છે ત્યારે મૂરખ પુરૂષ કુવો શોધવા નીકળે છે ] બ્રહ્માનદ સ્વામી કહે છે કે—

(રાગ—ગજલ તાલ ૩)

તેરી શરણુમે આયકે–ફીર આશ કીસકી કીજીએ
ફીર આશ કીસકી કીજીએ–ફીર આશ કીસકી કીજીએ–તેરી૦
નહીં દેખ પડતાહે મુજે, દુનિયામે તેરી શાનકા
ગગા કિનારે બેઠકે–કિમ કૂપકા જલ પીજીએ ?–તેરી૦
વિગેરે૦

જ્યા આખો દિવસ ઘરમા નળનુ પાણી આવતુ હોય–ત્યા કુવો કોણ ખોદાવે ? ભાગવત તથા રામાયણમા આવા ઘણા દાખલા છે આગળ ચોથા અધ્યાયના (૩૩) મા શ્લોકમા કહે છે કે—

**सर्व कर्माखिल पार्थ । ज्ञाने परिसमाप्यते ॥**

અર્થ—સર્વ કર્મોનો જ્ઞાનમા સમાસ થાય છે

આ ૪૭ મા શ્લોકમા સાવધાનતા સેવવા જેવી એ છે કે–કર્મ કરવાની ના નથી પણ, તે કર્મના ફળમા, આસક્તિ રાખવાની ના

છે અને તે સંબધી વિશેષ ખુલાસો ૪૭ મા શ્લોકમા કરે છે તે સાવધાનતા પૂર્વક સાભળો

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ॥**
**मा कर्मफलहेतुर्भूर्-मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

**કર્મણ્યેવાધિકારસ્તે, મા ફલેષુ કદાચન ॥**
**મા કર્મફલહેતુર્ભૂર્-મા તે સંગોઽસ્ત્વકર્મણિ ॥૪૭॥**

પદાનિ—કર્મણિ–એવ–અધિકાર –તે–મા–ફલેષુ–કદાચન
મા–કર્મફલહેતુ –ભૂ –મા–તે–સગ –અસ્તુ–અકર્મણિ–

અર્થ—હે અર્જુન ! તારો કર્મમાજ અધિકાર છે–પણ–તે કર્મના ફળમા કદિ તારો અધિકાર નથી–એટલે–ફળ આપવું કે ન આપવુ, તે તારા તાબાની વાત નથી –એટલે-તારે ફળની આશા રાખી કર્મ કરવુ નહિ અને કર્મ ન કરવામા તને પ્રીતિ (પણ) ન થાઓ–એટલે–તુ કર્મનો ત્યાગ કરી, આળસુ બનીને બેસી રહે, એવો મારો અભિપ્રાય નથી મારૂ કહેવું એટલુજ છે કે–કર્મો કર પણ તેમા આસક્ત ન થા એટલે-કર્મના ફળની વાસનાથી બધા નહી

વિવેચન—અતર શુદ્ધિને માટે નિષ્કામ કર્મની તારે જરૂર છે, માટે હાલ તે કર આ શ્લોકમા ઉપર કહેલા શ્લોકોનું રહસ્ય ઘણીજ યુક્તિથી ગોઠવી દીધુ છે **त्यागो न युक्त इह कर्मसु नापि राग** (યોગ ૫–૫–૫૪)-'કર્મનો ત્યાગ્ય કરવો તે ઠીક નથી, અને તેના ફળમા રાગ રાખવો તે પણ ઠીક નથી આનુ નામજ

(૪૭) પદચ્છેદ — **कर्मणि एव**-કર્મમાજ તે **अधिकार** - તારો અધિકાર **कदाचन फलेषु मा**-કદિપણ ફળમા (તારો અધિકાર) નહી. **कर्मणाम् फलानि कर्मफलानि, कर्मफलानि एव हेतु** (પ્રયોજન) **यस्य स कर्मफलहेतु**-કર્મના ફળમા આશા રાખનારો **मा भू**-ન થા. **अकर्मणि**—કર્મ ન કરવામા **ते सग मा अस्तु** તારી ઇચ્છા ન થાઓ.

"કર્મયોગ', અને આ બાબત દૃઢ કરવા માટે આગળ ગીતામાં ઘણા શ્લોકો આવશે

'કર્મના ફળની આશા ન રાખવી અને કર્મ કરવુ' તે વાત કેમ બની શકે ? તેનો ખુલાસો પ્યારા શ્રીકૃષ્ણ કરે છે કે—

**योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ॥**
**सिद्धयसिद्धयोः समो भूत्वा, समत्वं योग उच्यते ॥ ४८ ॥**

**યોગસ્થ કુરૂ કર્માણિ, સગં ત્યક્ત્વા ધનજય ॥**
**સિદ્ધયસિદ્ધયો સમો ભૂત્વા, સમત્વં યોગ ઉચ્યતે ॥૪૮॥**

યોગસ્થઃ–કુરૂ–કર્માણિ–સગ –ત્યક્ત્વા–ધનજય–
સિદ્ધયસિદ્ધયો –સમ –ભૂત્વા––સમત્વ–યોગ –ઉચ્યતે

[હર્ષશોકમા સમાનતા એ પ્રભુતાનુ લક્ષણ છે તે સમાનતાને આ શ્લોકમા 'योग' કહ્યો છે योगस्थ એટલે તે પ્રભુતાના લક્ષણમા રહીને એટલે–ફળ મળે અગર ન મળે, તેમા સમાન વૃત્તિ રાખીને कुरू कर्माणि–કર્મ કર આ વાતને વધારે દૃઢ કરવાના હેતુથી ફરી કહે છે કે—संगं त्यक्त्वा कुरु कर्माणि— ફળની આશા છોડીને કર્મ કર આટલી વાત સમજ્યા પછી આ શ્લોકનો અર્થ સાભળો ]

અર્થ—હે ધનજ્ય ! યોગમા રહીને, એટલે ફળ મળો અગર ન મળો, તે બન્ને બાબતમા, સમાનતા–હર્ષશોક રહીતપણુ–પ્રાપ્ત કરીને, કર્મ કર આ પ્રકારનુ, સમત્વ–હર્ષશોક રહિતપણું –તેનુ નામજ 'योग' કહેવાય છે

---

(૪૮) પદચ્છેદઃ––धनंजय–હે અર્જુન ! योगस्थ कुरु कर्माणि– યોગમા સ્થિર થઇને કર્મો કર संग त्यक्त्वा–ફળમાથી આસક્તિ તજીને सिद्धिश्च असिद्धिश्चसिद्धयसिद्धी, तयो सिद्धयसिद्धयो–સિદ્ધ અને અસિદ્ધિમા सम भूत्वा–હર્ષ–શોક રહિત થઇને समत्वं योग उच्यते સમાન ભાવ કરવો તેનુ નામજ યોગ્ય કહેવાય છે

दूरेण ह्यवरं कर्म, बुद्धियोगाद्धनंजय ॥
बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥

દૂરેણ હ્યવરં કર્મ, બુદ્ધિયોગાદ્ધનંજય ॥
બુદ્ધૌ શરણમન્વિચ્છ, કૃપણા ફલહેતવઃ ॥ ૪૯ ॥

પદાનિ—દૂરેણ–હિ–અવર–કર્મ–બુદ્ધિયોગાત્–ધનંજય–
બુદ્ધૌ–શરણ–અન્વિચ્છ–કૃપણા–ફલહેતવ –

અર્થ—હે ધનંજય! નિષ્કામ કર્મથી જે અન્ય કર્મ હોય, તે કર્મને હલકુ કર્મ (જાણ),–એટલે–નિષ્કામ કર્મમા આશરો અગર વિશ્વાસ રાખ ફળની આશા રાખવાવાળા–એટલે–સકામ કર્મ કરનારા કૃપણ છે–પામર છે–હલકા છે–એટલે–તેઓ પોતાના યથાર્થ લાભને સમજનારા નથી

વિવેચન—બુદ્ધિનો અર્થ અહી 'જ્ઞાન' કરવો નહી પણ 'સમજણ' અગર 'વાસના' એવો અર્થ કરવો 'બુદ્ધિયોગ' એટ 'કર્મના ફળને યથાર્થ સમજી જે કર્મ થાય તે'–એટલે–'નિષ્કામ કર્મ' બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ૫–૮–૧૦ મા, યાજ્ઞવલ્કય ગાર્ગિ પ્રત્યે બોલ્યા છે કે–હે ગાર્ગિ! આ સંસારમા આવીને જેણે સદ્વસ્તુ–પરમાત્મા–ને ઓળખ્યા નહી, તે પામર છે એટલે જન્મમરણ પામ્યા કરે છે

बुद्धियुक्तो जहातीह, उभे सुकृतदुष्कृते ॥
तस्माद्योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

---

(૪૯) પદચ્છેદ–हि કારણ કે धनंजय–હે અર્જુન बुद्धियोगात अवर कर्म–નિષ્કામકર્મથી અન્યકર્મ दूरेण इति हीन–હલકુ (કર્મ) शरणम् बुद्धौ अन्विच्छ–નિષ્કામ કર્મમા આશરો અગર વિશ્વાસ કર कृपणा–પોતાના યથાર્થ લાભને નહી સમજનારા फलेषु हेतु येषाम् ते फलहेतव–ફળની આશા રાખનારા, સકામ પુરૂષો

(૫૦) પદચ્છેદ—बुद्धियुक्त–નિષ્કામ કર્મ કરવાની જેને સમજણ છે તે પુરૂષ इह—આ સંસારમા जहाति–તજી દે છે उभे–બેઉ सुकृतञ्च दुष्कृतञ्च सुकृतदुष्कृते પુણ્ય તથા પાપ तस्मात्–તેથી योगाय

બુદ્ધિયુક્તો જહાતીહ, ઉભે સુકૃતદુષ્કૃતે ॥
તસ્માદ્યોગાય યુજ્યસ્વ, યોગઃ કર્મસુ કૌશલમ્ ॥ ૫૦ ॥

પદાનિ—બુદ્ધિયુક્ત –જહાતિ–ઇહ–ઉભે–સુકૃતદુષ્કૃતે–
તસ્માત્–યોગાય–યુજ્યસ્વ–યોગ –કર્મસુ–કૌશલમ્–

અર્થ—હે અર્જુન ! સમાન બુદ્ધિવાળો પુરૂષ, આ સંસારમાં પુણ્ય અને પાપ બેઉને ત્યજી દે છે તેથી યોગમાં જોડા–એટલે–સમાનપણુ–હર્ષશોકરહિતપણુ–તુ પ્રાપ્ત કર સમાનપણુ એજ કર્મમા કુશળતા સૂચવનારૂં છે

વિવેચન—આ શ્લોકમાં, 'કર્મને તજે છે' એમ જે કહ્યું તે 'કર્મથી પ્રાપ્ત થતા ફલરૂપ પાપપુણ્યને તજે છે,' એવી વાત સમજવી કર્મ કરવા છતા, કર્મનુ ફળ--જે જન્મમરણ ગણાય છે, તે ફળરૂપ જન્મમરણથી, જે મુક્ત થાય તે કુશળ

कर्मजं बुद्धियुक्ता हि, फलं त्यक्त्वा मनीषिणः ॥
जन्मबंधविनिर्मुक्ता , पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥

કર્મજં બુદ્ધિયુક્તા હિ, ફલં ત્યક્ત્વા મનીષિણઃ ॥
જન્મબંધવિનિર્મુક્તાઃ, પદં ગચ્છન્ત્યનામયમ્ ॥૫૧॥

પદાનિ—કર્મજ–બુદ્ધિયુક્તા –હિ–ફલ –ત્યક્ત્વા–મનીષિણ –
જન્મબંધવિનિર્મુક્તા –પદ –ગચ્છન્તિ–અનામયમ્–

---

युज्यस्व– યોગ માટે તૈયાર થા યોગ એટલે समत्व योग कर्मसु कौशलम्—કર્મોમા યોગ એટલે નિષ્કામ કર્મ, વૃત્તિ અથવા સમાનભાવ હોય તેજ ચતુરાઇ

(૫૧) પદચ્છેદ —[ कर्मणा जातं कर्मजं । कर्मजं फलं त्यक्त्वा કર્મમાથી પ્રાપ્ત થતા ફળને તજીને बुद्धियुक्ता मनीषिण –સમજણવાળા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિવાળા માણસો जन्मनः बधात् विनिर्मुक्ताः અથવા जन्म एव बन्धः जन्मबन्धः तस्मात् विनिर्मुक्ता –જન્મરૂપ બંધનમાથી અત્યંત મુક્ત (મનીને). नास्ति आमयं यस्मिन् तत् अनामयं—ઉપદ્રવ અગર દુઃખ રહિત अनामयं पदं गच्छन्ति પરમપદને પામે છે

અર્થ—હે અર્જુન ! આમ છે ત્યારે—સમાન બુદ્ધિવાળા પુરૂષો અથવા નિષ્કામકર્મ કરવાવાળા પુરૂષો, કર્મમાંથી ઉત્પન્ન થએલાં ફળને તજીને,—એટલે—કર્મના ફળમાંથી મુક્ત થતાં, જન્મ મરણના બંધનથી છુટાં થઇને, નિત્ય શાંત એવા મોક્ષ પદને પામે છે

વિવેચન—'जन्मबंध' 'એટલે જન્મ તથા મરણનું બંધન' અથવા જન્મનું બંધન એટલે—સંસારીપણુ—તેનાથી મુકત જે હોય તે जन्मबंधविनिर्मुक्त. પુરુષ

यदा ते मोहकलिलं, बुद्धिर्व्यतितरिष्यति ॥
तदा गंतासि निर्वेदं, श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

યદા તે મોહકલિલં, બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ॥
તદા ગંતાસિ નિર્વેદં, શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥૫૨॥

પદાનિ—યદા—તે—મોહકલિલમ્—બુદ્ધિ—વ્યતિતરિષ્યતિ તદા—ગંતાસિ—નિર્વેદં—શ્રોતવ્યસ્ય—શ્રુતસ્ય—ચ

અર્થ— શ્રીકૃષ્ણ આગળ કહે છે કે—જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને તજી દેશે ત્યારે, તને સાંભળવામાં યોગ્ય કર્મ-ફળમાં અને સાંભળેલાં કર્મફળમાં વૈરાગ્ય પ્રાપ્ત થશે

વિવેચન—મોહ હોય ત્યાંસુધી આલોક અને પરલોકના સુખમાં પ્રીતિ થાય વિષયો મોહના રક્ષકો છે વિષયો માટે માનવ દેહ નથી, એવી ખાત્રી થાય, ત્યારે વિષયોના સુખોમાં વૈરાગ્ય પ્રાપ્ત થાય મોક્ષવાણી પાનું (૬૮) શ્રીરામ કહે છે કે—

(૫૨) પદચ્છેદ—**यदा ते बुद्धि**—જ્યારે તારી બુદ્ધિ **मोह पंक कलिलं**—મોહરૂપી મેલને **व्यतितरिष्यति**—તરી જશે છોડી દેશે **तदा** ત્યારે **श्रोतुम् योग्य श्रोतव्य, तस्य श्रोतव्यस्य** જે કાંઇ સાંભળવા યોગ્ય કર્મો છે તે કર્મોના ફળમાં **च**—અને **श्रुतस्य**— કર્મના સાંભળેલા ફળોમાં **निर्वेदं**—વૈરાગ્ય અગર આસક્તિરહિત પણાને, **गंतासि** (તુ) પામીશ.

"ઇહ તનુકરફલ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અત દુ:ખદાઈ,
નરતનુ પાઈ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
તાહિ કબહુ ભલ કહે ન કોઇ, ગુંજા ગહૈ પરસમણી ખોઇ"
( આ વિષય મોક્ષવાણીમાથી આગળ વાચવા જેવો છે )

**श्रुतिविप्रतिपन्ना ते, यदा स्थास्यति निश्चला ॥**
**समाधावचला बुद्धिस्—तदा योगमवाप्स्यसि ॥५३॥**

**શ્રુતિવિપ્રતિપન્ના તે, યદા સ્થાસ્યતિ નિશ્ચલા ॥**
**સમાધાવચલા બુદ્ધિસ્—તદા યોગમવાપ્સ્યસિ ॥૫૩॥**

**પદાનિ**—શ્રુતિવિપ્રતિપન્ના—તે—યદ—સ્થાસ્યતિ—નિશ્ચલા
સમાધૌ—અચલા—બુદ્ધિ—તદા—યોગ—અવાપ્સ્યસિ

અર્થ—હે અર્જુન ! નાના પ્રકારના ફળોને આપવાવાળી શ્રુતિઓ પુર્વે સાભળવાથી, તારી બુદ્ધિ સશયવાળી બની છે તે સશયવાળી બુદ્ધિને સ્થિર કરીને સમાધિમા અચળ રીતે, જ્યારે તુ સ્થાપીશ, ત્યારે યોગને એટલે સમત્વને અથવા વિવેક બુદ્ધિને તુ પામીશ

વિવેચન—જેમ જળ, નિર્મળ તથા સ્થિર થતા, તેમાં તળીએ પડેલી વસ્તુ, સહેલાઈથી જોઈ શકાય છે તેમ બુદ્ધિ સ્થિર થતા—એટલે—બુદ્ધિ બહારના વિષયોથી અસ્થિર ન થાય તેવી ગોઠવણ કરતા, બુદ્ધિમા રહેલુ આત્મતત્ત્વ-આત્માનુ પ્રતિબિબ-સહેલાઈથી જોઇ શકાય છે આ પ્રમાણે જે સ્થિરબુદ્ધિવાળો પુરૂષ હોય, તે **स्थितप्रज्ञ** અથવા **स्थितधी** કહેવાય છે હુ પરબ્રહ્મ છઉ, એવી જેની બુદ્ધિ સ્થિર થઈ હોય તે **स्थितप्रज्ञ** કહેવાય છે

(૫૩) **પ.ચ્છેદ**—**श्रुत्या विप्रतिपन्ना श्रुतिविप्रतिपन्ना**-પૂર્વે ઘણુ સાભળ્યુ છે તેથી સશયવાળી થએલી (બુદ્ધિ) **निर्गत चलं यस्या सा निश्चला**-સ્થિર (બુદ્ધિ) **यदा ते अचला बुद्धि स्थास्यति**—જ્યારે તારી બુદ્ધિ સ્થિર થશે **समाधौ** સમાધિમા **तदा योगम् अवाप्स्यसि**—ત્યારે યોગને પામીશ

વેદાતશાસ્ત્રો આવા પુરૂષને 'જીવનમુક્ત' કહે છે, અને યોગશાસ્ત્રો 'સ્વાથ સયમી' કહે છે સ્થિતપ્રજ્ઞ બે સ્થીતિમા રહે છે-એક જાગૃત દશા (વ્યુત્થિતદશા) અને બીજી સમાધિદશા આવા સ્થિતપ્રજ્ઞ પુરૂષના લક્ષણુ કેવા હશે ? તે વાત હવે અર્જુન પુછે છે

**अर्जुन-उवाच—स्थितप्रज्ञस्य का भाषा, समाधिस्थस्य केशव ।।**

**स्थितधीः किं प्रभाषेत, किमासीत व्रजेत किम् ॥ ५४ ॥**

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા, સમાધિસ્થસ્ય કેશવ**

**સ્થિતધી કિં પ્રભાષેત. કિમાસીત વ્રજેત કિમ્ ॥૫૪॥**

**પદાનિ**—સ્થિતપ્રજ્ઞસ્ય-કા-ભાષા-સમાધિસ્થસ્ય-કેશવ ॥

સ્થિતધી -કિં-પ્રભાષેત-કિં -આસીત-વ્રજેત-કિં -

અર્થ—અર્જુન પુછે છે કે—હે કેશવ ! સમાધિ લક્ષણસુધી પહોચેલા સ્થિતપ્રજ્ઞ પુરૂષની ભાષા કેવી ? એટલે તેનુ લક્ષણુ કેવુ હોય ? (ભાષાનો અર્થ લક્ષણુ સમજવું). તથા તે કેવીરીતે બોલે ? એટલે તેના મુખ કમળમાથી, કેવા પ્રકારની વાતો થતી હશે ? તે સ્થિતપ્રજ્ઞ પુરૂષ કેવીરીતે બેસે ? એટલે સમાધિમા બેસવા વખતે, તે પુરૂષ કેવીરીતે મ્હારની ઇંદ્રિયોને વશ કરે, તથા તે કેવીરીતે વર્તે અર્થાત-જાગ્રત અવસ્થામા કેવીરીતે વ્યવહાર ચલાવે ? એટલે કેવી રીતે વિષયોમા જોડાય ?

હવે (૫૫) અને (૫૬) મા શ્લોકમા શ્રી કૃષ્ણુ સ્થિતપ્રજ્ઞ ના લક્ષણો કહે છે—

---

(૫૪) પદચ્છેદ -**स्थिता प्रज्ञा यस्य स, तस्य स्थितप्रज्ञस्य**-સ્થિર બુદ્ધિવાળાની **समाधौ तिष्ठति इति समाधिस्थ, तस्य**-સમાધીમા રહેનારની **का भाषा**-કેવા ચિન્હ **केशव**-હે કૃષ્ણુ ! **स्थिता धी यस्य स स्थितधी** -સ્થિર બુદ્ધિવાળો **किं प्रभाषेत**-કેવી રીતે બોલે ? **किम् आसीत**-કેવી રીતે બેસે છે ? **किम् व्रजेत**-કેવી રીતે વર્તે છે ?

श्री भगवान् उवाच

प्रजहाति यदा कामान्, सर्वान्पार्थ मनोगतान
आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

પ્રજહાતિ યદા કામાન, સર્વાન્પાર્થ મનોગતાન્ ॥
આત્મન્યેવાત્મના તુષ્ટ, સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥૫૫॥

પદાનિ—પ્રજહાતિ-યદા-કામાન-સર્વાન-પાર્થ-મનોગતાન્-
આત્મનિ-એવ-આત્મના-તુષ્ટ-સ્થિતપ્રજ્ઞ-તદા-ઉચ્યતે-

અર્થ—શ્રી કૃષ્ણ કહે છે કે-હે અર્જુન ! મનમા રહેલી-અગર મનમા ઉત્પન્ન થતી-સર્વ કામનાઓને-સર્વ ઇચ્છાઓને મા ણુસ જ્યારે તજી દે છે અને પોતાના અત કરણથી, અતરમા સતોષ પામે છે-આનદ પામે છે, ( એટલે-બાહ્ય પદાર્થોની અપેક્ષા રહીત થઈને, સ્વસ્વરૂપ વડેજ, સતોષ પામીને રહે છે ) ત્યારે તે સ્થિતપ્રજ્ઞ અથવા સ્થિર બુદ્ધિવાળો અગર સમાધિસ્થ પુરૂષ કહેવાય છે

વિવેચન—આત્મા અને અનાત્માના વિવેકથી-ચૈતન્ય અને જડના વિવેકથી-અગર પુરૂષ અને પ્રકૃતિના વિવેકથી-અગર ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિવેકથી, જે પુરૂષની બુદ્ધિ સ્થિર થઇ હોય, તે ' સ્થિતપ્રજ્ઞ ' કહેવાય છે આ વાતને વિશેષ સ્પષ્ટતાથી કહીયે તો-જે પુરૂપ-પુત્ર, વિત્ત અને લોકની-ત્રણે પ્રકારની-એષણાનો ત્યાગ કરે છે તે ' स्थितप्रज्ञ ' બની શકે છે આ પ્રમાણે અભ્યાસ વધતાં, ચિત્તમા રહેલી, બાહ્ય પદાર્થો માટેની કામનાઓ, શાત થઇ જાય છે. ચિત્તની વૃત્તિઓ પાચ પ્રકારની છે-(૧) પ્રમાણ, (૨) વિપર્યય, (૩) વિકલ્પ (૪) નિદ્રા, (૫) સ્મૃતિ-હવે તે પાંચ

---

(૫૫) પદચ્છેદ—[ मन गता मनोगता तान् ] सर्वान् मनोगतान् कामान्-મનમા આવેલા સર્વ મનોરથોને पार्थ-હે અર્જુન ! यदा प्रजहाति-જ્યારે (તે) તજી દે છે आत्मनि एव आत्मना-મનવડે આત્મામાજ. तुष्ट-સતોષી. तदा स्थितप्रज्ञ उच्यते-ત્યારે તે પુરૂષ સ્થીતિપ્રજ્ઞ કહેવાય છે

સબંધી થોડો ખુલાસો કરીએ-(૧) પ્રમાણ-જે જ્ઞાનનું સાધન પ્રત્યક્ષ હોય તે પ્રમાણ વૃત્તિ (૨) વિપર્યય-પોતાના વાસ્તવિક સ્વરૂપમા જે સ્થિર ન રહે, તે વિપર્યય વૃત્તિ (૩) વિકલ્પ-કાઈપણ સાભળ્યા પછી તે ચીજ મેળવ્યા પહેલા, જે વિચારો થાય, તે વિકલ્પવૃત્તિ (૪) નિદ્રા-જાગૃત અને સ્વપ્ન રહીત મનની અજ્ઞાન સ્થિતિ તે નિદ્રા (૫) સ્મૃતિ-કોઇપણ પ્રાણી પદાર્થ તરફથી સુખ દુખ પ્રાપ્ત થતા ચિત્તની જે સ્થિતિ હોય તે સ્મૃતિ નામની વૃત્તિ

હજી ૫૬ મા શ્લોકમા **स्थितप्रज्ञ** ના લક્ષણો કહેવાય, તે ભાવથી સાભળો

**दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ॥**
**वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥५६॥**

**દુઃખેષ્વનુદ્વિગ્નમના, સુખેષુ વિગતસ્પૃહ ॥**
**વીતરાગભયક્રોધઃ, સ્થિતધીર્મુનિરુચ્યતે ॥ ૫૬ ॥**

**પદાનિ**—દુખેષુ-અનુદ્વિગ્નમના, સુખેષુ-વિગતસ્પૃહ - વીતરાગભયક્રોધ,-સ્થિતધી -મુનિ -ઉચ્યતે-

અર્થ—દુખોથી જે ગભરાતો નથી, (વિષયના) સુખોમા જેને સ્પૃહા (ઇચ્છા) નથી રાગ, ભય અને ક્રોધ જેના નાશ પામી ગયા હોય છે એવો મુનિ, '**स्थितधी**' અથવા '**स्थितप्रज्ञ**' કહેવાય છે

વિવેચન—દુખો ત્રણ પ્રકારના છે તે સબધી આ અધ્યાયના પ્રથમ ભાગમા 'સાખ્ય' ના મથાળા નીચે, ખુલાસા કર્યા છે તે ત્રણે દુખોથી જેમના મન ડોલતા નથી, તે '**स्थितधी**' કહેવાય વિષયોના

---

૫૬) પદચ્છેદ—**दुःखेषु**-દુખમા **न उद्विग्न मन यस्य स अनुद्विग्नमना**-ઉદ્વેગરહિત મનવાળો. **सुखेषु**-સુખમા **विगता स्पृहा यस्य स विगतस्पृह**-સ્પૃહારહિત **वीता रागभयक्रोधा यस्य स वीतरागभयक्रोध**-જેનો મોહ ભય તથા ક્રોધ ચાલ્યા ગયા છે એવો **स्थितधी मुनि उच्यते**-સ્થિર બુદ્ધિવાળો મુની કહેવાય છે

સુખોમા પણ તૃષ્ણા નથી–એટલે–પ્રારબ્ધાનુસાર સુખદુ:ખ પ્રાપ્ત થયાં કરે છે, માટે તે વિષયમા હરખશોક કરવો નહિ, એવું જે પુરૂષ સમજ્યો છે, તથા સમજીને પાળે છે તે પુરૂષ 'स्थितप्रज्ञ' ગણાય છે. રાગ, ભય અને ક્રોધ તે ત્રણે શબ્દો સામાન્ય છે, છતા તેના યથાર્થ રહસ્યને સમજવાની જરૂર છે માણળો (૧) રાગ—બાહ્ય પ્રાણી પદાર્થોને સુખદાતા માની તેમા મમતા રાખવી તેનું નામ રાગ (૨) ભય–જે આપણને બહુ વ્હાલુ હોય, તેનો રખે નાશ થશે એવો જે ત્રાસ તેનુ નામ ભય (૩) ક્રોધ–આપણે જેને સુખદાતા–પ્રિય–માન્યું હોય, તેનો કોઈ નાશ કરે, તો તે નાશ કરનારા પ્રત્યે, આપણને જે ભાવ પ્રગટે તેનું નામ ક્રોધ

[હૃદયનુ સ્વાભાવિક ચિત્ર અગર–ફોટો–વાણી છે–એટલે હૃદયમા થતા સુખદુ:ખ, અગર હૃદયની લાગણીઓ–વાણીદ્વારા પ્રગટી નીકળે છે તે વાત હવે કહે છે]

यः सर्वत्रानभिस्नेहस्–तत्तत्प्राप्य शुभाशुभम् ॥
नाभिनन्दति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

યઃ સર્વત્રાનભિસ્નેહસ્–તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।
નાભિનન્દતિ ન દ્વેષ્ટિ, તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥

પદાનિ—ય–સર્વત્ર–અનભિસ્નેહ–તત્–તત્–પ્રાપ્ય–શુભાશુભમ્–
ન–અભિનન્દતિ–ન–દ્વેષ્ટિ–તસ્ય–પ્રજ્ઞા–પ્રતિષ્ઠિતા

અર્થ–જે પુરૂષ સર્વ પ્રાણી પદાર્થોમા આસક્તિ રહિત હોય, વળી શુભ એટલે–પ્રિયને પ્રાપ્ત કરી, જે પુરૂષ હરખાતો ન હોય

---

૫૭ પદચ્છેદ—नास्ति अभिस्नेह यस्य स अनभिस्नेह–સ્નેહરહિત, ઉદાસી य सर्वत्र–જે સર્વ ઠેકાણે [शुभं च अशुभं च एतयो समाहार शुभाशुभम् ] तत् तत् शुभाशुभम् प्राप्य તે તે શુભ તથા અશુભ (પ્રિય અગર અપ્રિય) ને પામીને न अभिनंदति–રાજી થતો નથી न द्वेष्टि–દ્વેષ કરતો નથી तस्य प्रज्ञा–તેની બુદ્ધિ प्रतिष्ठा संजाता यस्याः सा प्रतिष्ठिता–સ્થિર

તેમ અશુભ-એટલે અપ્રિયને પ્રાપ્ત કરી જે પુરૂષ દ્વેષ કરતો ન હોય તેની બુદ્ધિ સ્થિર ગણાય છે.

વિવેચન—શુભ અશુભને પ્રારબ્ધવશાત મેળવે છે. તે વાત યાદ રાખવી સ્થિતપ્રજ્ઞ પુરૂષનુ વિશેષ રહસ્યજાણુ હોય, તે. શ્રી રામચંદ્ર નારદજીને સંતના લક્ષણ કહે છે તે સાંભળો શબ્દ-જ્ઞાનનુ અભિમાન તજીને સાંભળશો, તો મજા પડશે।

મોક્ષવાણી પાનુ ૩૮. ચોપાઇ

"સુન મુનિ સંતનકે ગુણ કહહુ, જેહીતે મે ઉનકે વશ રહહુ
ષટ વિકાર તજી અઘન અકામા, અચળ અકિંચન, સુચિસુખધામા.
અમિતબોધ પરમારથ ભોગી, સત્યસાર કવિ કોવિદ યોગી,
સાવધાન મમતામદહીના, ધીર ભાક્તપથ પરમ પ્રવીના
દોહરો—ગુણાગાર સંસાર દુઃખ, રહિત બિગત સંદેહ
તજી મમ ચરણ સરોજ પ્રિય, તિનકહં દેહ ન ગેહ

ચોપાઇ

નિજ ગુણ શ્રવણ સુનત સકુચાહી. પરગુણ સુનત અધિક હર્ષાહી
સમશીતલ નહિ ત્યાગહી નીતિ, સરલ સ્વભાવ સબહિ મન પ્રીતિ
જપ તપ વ્રત અરૂ સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્ર પદ પ્રેમ.
શ્રદ્ધા-ક્ષમા-મયત્રી-દયા, મુદિતા મમપદ પ્રીતિ અમાયા
વિરતિ વિવેક વિનય વિજ્ઞાના, બોધ યથારથ વેદ પુરાના
દંભ માન મદ કરહિ ન કાઉ, ભૂલી ન દેહી કુમારગ પાઉ
ગાવહિ સુનહિ સદા મમ લીલા, હેતુ રહિત પરહીતરત શીલા
સુન મુનિ સંતનકે ગુણ જે તે, કહિ ન શકહિ શારદ મુનિ તે તે"

આગળ મોક્ષવાણી પાનુ ૪૮ (ચોપાઇ) શ્રી રામચંદ્રે વિભી-ષણને 'સ્થિતપ્રજ્ઞ'ના લક્ષણ કહ્યા છે તે પણ સાંભળો—

"સુનો સખા! નિજ કહૌ સ્વભાઉ, જાન ભુશુંડી શંભુગીરજાઉ
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણતકી મોહી

તજી મદમોહ કપટ છલ નાના, કરૌ સદ્ય તેહી સાધુ સમાના
જનની જનક બન્ધુ સુત–દારા, તન–ધન–ભુવન–સુહૃદ પરીવારા
સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહી બાંધી બટી ડોરી,
સમદર્શી ઇચ્છા કછુ નાહી, હર્ષ શોક ભય નહિ મનમાહી.
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સારીખે સત પ્રિય મોરે, ધરૌ દેહ નહી આન નિહોરે”

(અર્થ ન સમજાય તો મોક્ષવાણીમાથી જોઈ લેશોજી-)

વિચાર કરી જુઓ–કયા આપણે પહોચવુ છે? અને કયા આપણે ઉભા છઇએ? નિશાન ઘણુ છેટુ છે, એટલી વાત તો જાણીએ છઇએ પણ આપણે આપણી ગતિ બીલકુલ ફેરવતા નથી– ધર્મમા કીડી જેવા અને વ્યવહારમા હાથી જેવા થઇને ચાલીએ છીએ.

પદ

વાશીદે સાબેલુ રે વ્હાલા ! ચાલ્યું જાય છે–હોજી—

વિગેરે–હવે આગળ સાભળો—સ્થિતપ્રજ્ઞ પુરૂષે સસારમા કેવી રીતે વિષયો ભોગવવા, તથા સમાધિ કરવા વખતે શી તૈયારી કરવી, તે બાબતનુ હવે સૂચન છે

**यदा सहरते चायं. कूर्मोऽगानीव सर्वशः ॥**
**इन्द्रियाणींद्रियार्थेभ्यस्–तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

**યદા સહરતે ચાય. કુર્મોઽગાનીવ સર્વશ ॥**
**ઇન્દ્રિયાણીદ્રિયાર્થેભ્યસ્–તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૮॥**

**પદાનિ**—યદા–સહરતે–ચ–અય–કુર્મ –અગાનિ–ઇવ–સર્વશ – ઇન્દ્રિયાણિ–ઇન્દ્રિયાર્થેભ્ય –તસ્ય–પ્રજ્ઞા–પ્રતિષ્ઠિતા–

(૫૮ પદચ્છેદ —**च**–અને **कुर्म अगानि इव**–જેમ કાચબો પોતાના અગોને (પાછા ખેચી લે છે) તેમ **यदा अय सहरते**–જ્યારે આ (પુરુષ) ખેચી લે છે **इन्द्रियाणि**–ઇદ્રિઓને **इन्द्रियाणाम अर्था तेभ्य इन्द्रियार्थेभ्य.**–ઇદ્રિયોના વિષયોમાથી **तस्य प्रज्ञा प्रतिष्ठिता**–તેની બુદ્ધિ સ્થિર.

અર્થ—જેવી રીતે કાચબો પોતાને ભય પ્રાપ્ત થતા-અગર જ્યારે તેની મરજી હોય ત્યારે-પોતાના અંગોને પોતાની ઢાલમા ખેચી લે છે, તે પ્રમાણે જ્યારે માણસ વિષયોમાથી-એટલે બાહ્ય સુખોમાથી-પોતાની ઈંદ્રિયોને, અંત:કરણમા ખેચી લે છે-એટલે-વિષયો તરફ જવા દેતો નથી, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઇ ગણાય

વિવેચન—ઇંદ્રિયો અને મનના દમનનો આ વિષય છે. કરોળીયો અને કોશેટો, બેઉ પોતાના મુખમાથી લાળ કાઢે છે કરોળીયો લાળ કાઢીને, તે લાળની આમતેમ ગુંથણી કરી છે, તે ઉપર રમે છે, ને પછી મરજીમા આવે છે, ત્યારે તે લાળને પોતાના મુખમા સંકેલી લે છે કોશેટો લાળ કાઢી, પોતાના શરીરને તે લાળમા વીંટી લે છે તે લાળમાજ ગુંચવાઇ જઇ, તે લાળમાજ પોતે મરણ પામે છે આ દ્રષ્ટાંતાનુસાર-આ સંસારમા બે પ્રકારના મનુષ્યો છે, તેમા કરોળીયા જેવા ચકોર મનુષ્યો ઘણાજ થોડા, અને કોશેટા જેવા ભોટ અગર ગમાર-મનુષ્યો ઘણા જોવામા આવે છે લાળ પાથરતા અને સંકેલતા બેઉ આવડે, તે ચકોર પાથરતા આવડે અને સંકેલતા ન આવડે તે પામર (લાળ એટલે લાલચ અગર માયા અગર ઉપાધી અગર વિષય સુખ સમજવા) દુનિયાના ઈતિહાસમા, આ મોટામા મોટી તાલીમ છે સત્શાસ્ત્રો અને સત્પુરૂષોના ઉપદેશનો સાર, આ તાલીમમા સમાઇને રહે છે વેપાર-વણજ ગમે તે ધંધા કરો-કરવાની ના નથી નિર્વાહ માટે ધંધો કરવાની ખાસ જરૂર છે પણ તે ગમે તે ધંધાને, ગમે ત્યારે સંકેલતા શીખો-તેમા ગુંચાઇ ન મરો આ મનના નિગ્રહનો વિષય છે નિગ્રહની હજી આગળ વાત કહું તે સાભળો-કેટલાક એક, કાંઈ પણ વસ્તુ લાવે છે, તે ઘેર આવી, શ્રીઠાકોરજીને અગર સદ્ગુરૂને ધરાવીને, તે વસ્તુનો સ્વીકાર કરે છે, અને કેટલા એક ઉતાવળા ભાઇઓ, ચૌટેથી શાક લઇને આવતા, રસ્તામા મૂળાના પાદડા ચાવતા ચાલ્યા આવે છે. ઘેર જાય ત્યા સુધી પણ ધીરજ રાખી શકતા નથી. નાહી ધોઇ શ્રી ઠાકોરજીને ધરાવી કાંઈ પણ લેવુ, તે પણ મનનો નિગ્રહ કેળવવાની કળા છે

આ તાલિમના અભાવથીજ, વ્યવહારનો ભાર ઉપાડનારા ભાઇઓ અગર પુત્રો તૈયાર થઇ ગયા હોય—તો પણ—ઘણા બુઢ્ઢાઓ, ઘરની જજાળમાથી છુટી શકતા નથી નોકરી કરી પેનશન મેળવ્યા પછી પણ—ખાવા પીવાની અને વસ્ત્રની સગવડ હોય, છતા—કાવસજી કાકાના કોલસાના કારખાનામા નોકરી રહેવા પેનશનરો ફાફા મારે છે—તેમ નહી તો—છેવટે—ઑનરરી ઓફીસર થઇને, ઉપાધીનો પથ્થર, પોતાની છાતી ઉપર, પાછો ખેચી લાવે છે

આ સબધમા વિશેષ જાણવા લાયક એ વાત છે કે—માદા હોઇએ ત્યારે ઇંદ્રિયો વિષયોમાથી પાછી હઠી જાય છે, કાઇ દુખ આવી પડે છે, ત્યારે પણ ઇંદ્રિયોને વિષયો ગમતા નથી. આવા કારણુને લીધે જેઓની ઇંદ્રિયો, વિષયોમાથી, પાછી વળી ગઇ હોય, તે ' स्थितप्रज्ञ ' કહેવાય કે નહી ? તેનો ખુલાસો—ગોપીજન વલ્લભ—પ્યારા શ્રી કૃષ્ણ—કરે છે—તે ભાવથી અને સાવધાનતા પૂર્વક સાભળો

विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ॥
रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

વિષયા વિનિવર્તંતે, નિરાહારસ્ય દેહિન ॥
રસવર્જં રસોઽપ્યસ્ય, પર દૃષ્ટ્વા નિવર્તતે ॥ ૫૯ ॥

પદાનિ—વિષયા—વિનિવર્તંતે—નિરાહારસ્ય—દેહિન—
રસવર્જં—રસ—અપિ—અસ્ય—પર દૃષ્ટ્વા—નિવર્તતે

---

(૫૯) પદચ્છેદ —निराहारस्य देहिन—આહાર નહિ કરનાર પુરૂષના विषया रसवर्जं विनिवर्तंते—વિષયો વાસના સહિત નિવૃત્ત થઇ જાય છે. એટલે—વીષયો વીરામ પામે છે પણ તે વીષયોની વાસના વીરામ પામતી નથી અને अपि—અને अस्य रस—આ સ્થિતપ્રજ્ઞ પુરૂષનો રસ—એટલે વાસના पर दृष्ट्वा निवर्तते—પરમ પુરૂષ—પરમાત્માને દેખીને—તેના ભજનકીર્તન કરીને—વીરામ પામે છે—જતી રહે છે—નાશ પામે છે.

[અન્ન વિષયનુ પોષક છે. તે અન્નનો ત્યાગ, મ હવાડમા-અગર કાઇ હુ બમા-અગર કાઇ વતમા-કરવો પડે છે અન્નનો ત્યાગ કરતા, શરીર કૃશ થાય છે, અને ઈંદ્રિયો શિથીલ થાય છે-એટલે વિષયો ભોગવવા ગમતા નથી તાત્પર્ય-ખોરાકની ગેરહાજરીમા વિષયો વિરમે છે]

અર્થ—અહાર રહિત પુરૂષના વિષયો, વાસનારહિત વિરમે છે. [એટલે-અશક્તિને લીધે નિરાહારી પુરૂષોને વિષયો ભોગવવા ગમતા નથી, પણ તે વિષયોમા રહેલી વાસનાનો નાશ થતો નથી એટલે-જ્યાસુધી ઝાડના મૂળનો નાશ ન થાય, ત્યાસુધી, ભલે ઝાડ કાપી નાખીએ, તોપણ-જળ મળતા-તે ઝાડમાથી ફણગા ફુટે છે તે પ્રમાણે શરીરને ખોરાક મળતા, વાસનાની હૈયાતીને લીધે, વિષયો તરફ મન દોડે છે] અપિ એટલે-'પણ' અગર અને આ સ્થિતપ્રજ્ઞ પુરૂષની વાસના તો, પરમાત્માનો સાક્ષાત્કાર કરવાથી-આત્મસ્વરૂપને ઓળખી લેવાથી-વિરામ પામે છે

વિવેચન—સ્થિતપ્રજ્ઞ પુરૂષને, જ્ઞાનદ્વારા, વિષયોમા થતી આસક્તિનો નાશ, પ્રથમ થાય છે આસક્તિ (અગર વાસના) રૂપી મૂળના નાશ થતા, ડાળીઓરૂપી વિષયો, પોતાની મેળે નીચે પડ છે-વિરમી જાય છે અન્ન તજી વિષયોમાથી પાછા હઠવુ, તે તો જબરાઇથી-પરાણે-વિષયોમાથી પાછા હઠવા જેવુ છે આમ કહેવાનો અર્થ એવો નથી કે-'અહાર વિહાર તદ્દન તજી દેવા' અગર 'અહાર વિહાર ખુબ કરવો' જેમ ચીમની લુછયા પછી દીવો વધારે પ્રકાશ આપે છે, તેમ અહાર વિહાર નિયમમા આવે ત્યારેજ, આત્મિક બળ પ્રગટી નીકળે છે અહાર વિહારના વિવેકની સાથે, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઘણીજ જરૂર છે. ઉપવાસ કરવાની આપણી રીતભાત બદલાઇ ગઈ છે તેથી તેનું પરિણામ પણ બદલાયું છે તે દિવસે શીખડ, પુરી, બાસુદી, શીંગોડાનો શીરો—અરે! મોરયાનો ભાત

અને કદી પણ ખરી-ભજીયા રહી ગયા-તે પણ ખરા-વિગેરે પ્રામગ્રિઓ જમીને, નાની દિવાળી જેટલો આનંદ, ભોગવીએ છઇએ, અને સમય ગુજારવા, સોગઠાબાજી અગર ગંજીપો રમીએ છઇએ, અને કાતો નિદ્રાના પોટલા બાધીએ-છોડીએ છઇએ. દર્શન કરવા અગર કથામા જઇએ ત્યા પણ આખ કાન વિગેરે બીજી ઇદ્રિયોનો નિગ્રહ રાખી શકતા નથી. ઘણીજ શોચનીય સ્થીતિ છે સમજ્યા હોય તેમણે આ સ્થીતિમાથી જરૂર પાછા વળી જવુ ઘટે છે ગીતાના અ ૬-૧૬ તથા ૧૭ મા કહ્યુ છે કે-'ભુખ્યા પણ રહેવુ નહી, તેમ ઘણુ ખાવુ પણ નહી-શરીરમા સ્ફુર્તિ રહે, તેવો રૂચિકર સાત્વિક અહાર વિહાર કરવો ' સાત્વિક અહાર વિહારની સાથે, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી, એજ ઇદ્રિય નિગ્રહનુ ઉત્તમ સાધન છે, એવો ગીતાનો મત છે આ શ્લોકમા ' रस ' શબ્દ છે તેનો અર્થ 'જીહ્વાનો રસ' અગર ' મીઠાશ ' ન કરવો, પણ ' વાસના ' અગર ' આસક્તિ' કરવો रसो रागे-गुणे-द्रव्ये (રાગ એટલે પ્રીતિ) (પ્રીતિ અગર સ્નેહમા, ગુણમા અને દ્રવ્યમા જે રસ થાય છે તે રસનો અર્થ 'આસક્તિ' અગર 'વાસના' ] रागो लिंगम् अबाधस्य ( આસક્તિ એજ, અજ્ઞાનીઓનુ નિશાન છે. વિષયો તજીને બેઠેલો તપસ્વી પણ વાસનાવાળો હોય, તો અજ્ઞાની છે, એમ સમજવુ. સકામ કર્મ કરનારો પણ અજ્ઞાની ગણાય છે વાસના વિરમે, ત્યારેજ સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત થાય છે શ્રીમદ ભાગવત સ્કધ ૧૧-અ ૮ ના ૨૦ તથા ૨૧ મા શ્લોકોમા, ' रसन ' નો અર્થ ' જીહ્વા ઇદ્રિયનો વિષય કર્યો છે, પણ ત્યા તેવો અર્થ કરવાનુ કારણ એ જણાય છે કે - ગુરૂ દતાત્રયે, માછલાને ગુરૂ કર્યો છે માછલુ જીભના રસની લાલચથી, ગીલમા વિધાઇને મરણ પામે છે.

બ્રહ્મ સાક્ષાત્કાર વિના, સપૂર્ણ ઇદ્રિય નિગ્રહ થવો અશક્ય છે, એવી વાત, હજી આગળ બે શ્લોકોમા, વિશેષ ખુલાસાવાર કહે છે બોલો-શ્રી કૃષ્ણચદ્ર દેવકી જય

**यततो ह्यपि कौंतेय, पुरुषस्य विपश्चितः ॥**
**इंद्रियाणि प्रमाथीनि, हरति प्रसभं मनः ॥ ६० ॥**

**યતતો હ્યપિ કૌંતેય, પુરૂષસ્ય વિપશ્ચિત ॥**
**ઇંદ્રિયાણિ પ્રમાથીનિ. હરતિ પ્રસભ મન ॥૬૦॥**

**પદાનિ**—યતત-હિ-અપિ-કૌંતેય,-પુરૂષસ્ય-વિપશ્ચિત
ઇંદ્રિયાણિ પ્રમાથીનિ-હરતિ-પ્રસભ-મન ॥

**અર્થ**—શ્રી કૃષ્ણ આગળ કહે છે કે-હે કુંતાના પુત્ર ! માત્ર ઇંદ્રિયોને જે કબજે રાખવા માટે પ્રયત્ન કરે છે, તેવા જ્ઞાની અગર વિવેકી પુરૂષના મનને પણ, ઘણીજ બળવાન અગર મસ્તાન-ઇંદ્રિયો, બળાત્કારથી વિષયો તરફ ખેંચી જાય છે

**વિવેચન**—મનુ ભગવાન કહે છે કે—

**बलवान इंद्रियग्रामो विद्वांसमपि कर्षति**

( મનુસ્મૃતિ ૨-૨૧૫ )

**અર્થ**—ઇંદ્રિયોનો સમુહ વિદ્વાનને પણ વ્યાકુળ કરે છે ભર્તૃહરી પણ કહે છે કે-વિશ્વામિત્ર, પરાશર વિગેરે પવન અને પાદડાનો અહાર કરનારા હતા છતા, સ્રીના મુખ કમળરૂપી મોહાર્ણવમા બુડી ગયા હતા માટે ચેતો-ચેતી ચેતીને ચાલો-

મોક્ષવાણી પાનું ૮૯ ચોપાઇ

ઇંદ્રિય સુરન્હ ન જ્ઞાન સુહાઇ, વિષય ભોગ પર પ્રીતિ સદાઇ,
વિષય સમીર બુદ્ધિકૃત ભોરી, તેહિ વિધી દીપ કો વાર બહોરી ?

( **અર્થ**—ઇંદ્રિયોને અને ઇંદ્રિયોના દેવોને જ્ઞાનની વાત ગમતી નથી-તેઓને વિષયો ભોગવવામાજ પ્રીતિ હોય છે વિષયનો

---

(૬૦) પદચ્છેદઃ—**कौंतेय**-હે અર્જુન ! **हि**-કારણ કે, **यतत पुरुषस्य मन**-પ્રયત્ન કરતા પુરૂષના મનને **विपश्चित अपि**-વિદ્વાન હોય તો પણ તેના મનને **प्रमाथीनि इन्द्रियाणि प्रसभ हरति**-સર્વને મથી નાખે એવી બળવાન ઇંદ્રિયો બળાત્કારથી હરે છે

પવન આવતા—એટલે વિષય ભોગવવાનો પ્રસગ પ્રાપ્ત થતા બુદ્ધિ ભોળવાઇ જાય છે અને જ્ઞાન દીપક બુજાય જાય છે )

( હજી તેના ઉપર ચોથી લીટી જુઓ )

ઇંદ્રિયદ્વાર ઝરોખા નાના, તહેં તહેં સુર બેઠે કરી થાના
આવત દેખહી વિષય વીયારી, તે હઠી દેઇ કપાટ ઉઘારી

અર્થ—દેહ રૂપી મહેલમા ઇંદ્રિયો રૂપી ગોખ છે તેમા તે ઇંદ્રિયોના મોજીલા દેવો, મુકામ કરીને બેઠા છે વિષયનો પવન આવતા એટલે–વિષયનો પ્રસગ પ્રાપ્ત થતા, તે દેવો, સમજણના બારણા, તે પવનને આવવા દેવા માટે ખુલ્લા કરી નાખે છે

વિષયનુ પુર અગર માયાનુ પુર એવુ બળવાન છે કે—

મોક્ષવાણી પાનુ ૭૩ ચોપાઇ.

"શીવ ચતુરાનન દેખી ડરાહી, અપર જીવ કેહી લેખેમાહી ?

( માયાના પરિવારને દેખી, સદાશિવ તથા બ્રહ્મા પણ ડરી જાય છે, ત્યારે બીજા જીવનો શો હીસાબ ! )

છેવટમા ભુશડી કહે છે કે–તે માયા આવી બળવાન છે. પણ પ્રભુની દાસી છે પ્રભુની પ્રાપ્તિ કરે, તેની સેવામા માયા પણ રહે–એટલે–જેમ રાજાબાઇ ટાવર ઉપરથી જોનારને બી બી એન્ડ સી. આઇની મોટી ટ્રેન ઉદરડી જેવી નાની લાગે છે, તેમ બ્રહ્મ સાક્ષાત્કાર કરનાર પુરૂષને, ઇંદ્રાદિક સુધીના વિષયો તુચ્છ લાગે છે મસ્ત મીરા ગાય છે કે—પદ

"નસારીનું સુખ એવુ, ઝાઝવાના નીર જેવુ
તેને તુચ્છ કરી ફ્રીએરે—મોહન તારા

મુખડાની માયા લાગીરે–મોહન તારા૦

તાત્પર્ય—विषया पर्र दृष्ट्वा निवर्तते હજી આગળ ૬૨ મા શ્લોકમાં કહે છે કે—मत्पर आसीत–મને પરાયણ થઇ બેસે અગર જીવન ગાળે, તે પણ સાભળો–

तानि सर्वाणि संयम्य, युक्त आसीत मत्परः ॥
वशे हि यस्येंद्रियाणि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

તાનિ સર્વાણિ સયમ્ય યુક્ત આસીત મત્પર ॥
વશે હિ યસ્યે દ્રિયાણિ, તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૧॥

પદાનિ—તાનિ–સર્વાણિ–સયમ્ય–યુક્ત–આસીત–મત્પર–
વશે–હિ–યસ્ય–ઇંદ્રિયાણિ–તસ્ય–પ્રજ્ઞા–પ્રતિષ્ઠિતા–

અર્થ—મારા અનન્ય ભક્તે, મારો આશ્રય રાખીને, ઉપર જણાવ્યા પ્રમાણે ઇંદ્રિયો બળવાન છે છતા તે સર્વ ઇંદ્રિયોને વશ કરી, ચિત્તને સ્થિર કરી, બેસવુ જોઇએ આ પ્રમાણે જે ઇંદ્રિયોને કબજે રાખી શકે **છે**, તેની બુદ્ધિ સ્થિર ( ગણાય છે )

વિવેચન—'સર્વ ઇંદ્રિયોને વશ કરીને' એટલે–વિષયોમા સમાએલા દોષોનો. તથા તે દોષોથી થતા બધન અગર દુ ખોનો વાર વાર વિચાર કરી, ઇંદ્રિયોને રાગ તથા દ્વેષમાથી ખેચી લેવી શાક માર-કીટમા ભીંડા અને તાજળજાની ભાજી બેઉ વેચાય છે ભીંડા જમવો ગમે અને ભાજી જમવી ગમે નહી ભીંડાને ખરીદતા દામ વધારે બેસે–ઘેર લાવી વધારતા, તેલ મશાલો ઘણો જોઇએ, અને જમતા–જેટલો હોય એટલો જમી જઇએ એવી ઇચ્છા થાય. પણ પરીણામે લોટા લઇ લઇને કુચા નીકળી જાય હવે ભાજી બાઇની વાત કરીએ ભાજી કહે છે કે 'હુ સોઘી, મારો મસાલો પણ સોઘો જમતા જરા ઓછી મીઠાશ આવશે, પણ પ્રેમે કરીને જમશો તો, પેટમાથી રોગ માત્ર ખેચીને નીરોગી બનાવી દઇશ' તાત્પર્ય–ઇંદ્રિયોનુ સુખ એ ભીંડાનુ ભોજન, અને ઇંદ્રિયોનું દમન–નિગ્રહ.

---

(૬૧) પદચ્છેદ—**तानि सर्वाणि**–તે સર્વ ઇંદ્રિયોને, **संयम्य**–વશ કરીને **युक्त आसीत**–સ્થિર બુદ્ધિવાળો પુરૂષ બેસે છે અગર રહે છે, **मयि पर इति**–મારામા (તત્પર) **मत्पर**–મારા માટે તત્પર, મારામા જોડાએલો **यस्य इन्द्रियाणि वशे**–જેની ઇંદ્રિયો વશ અગર સ્વાધીન વર્તે છે **तस्य प्रज्ञा प्रतिष्ठिता**–તેની બુદ્ધિ સ્થિર (ગણાય છે)

નિગ્રહ, એ ભાજીનું ભોજન 'मत्पर' એટલે મારો અનન્ય ભક્ત-મારો એકાંતિક ભક્ત જેમ મોટા રાજાના આશ્રીતને તેના દુશ્મનો, સમયવર્તિન, તેના મિત્ર થવા આવે છે-તેને વશ વર્તે છે, તેમ પરમાત્માનો, આશ્રય રાખનારા ભક્તને, ઇંદ્રિયો કે જે સામાન્ય રીતે જીવના દુશ્મનો છે-જુઓ મણીરત્નમાળા-૪ [ के शत्रव सति निजेंद्रियाणि, तान्येव मित्राणि जितानि कानि- અર્થ-શિષ્ય પુછે છે કે-જીવના શત્રુ કોણ ? જવાબ-ઇંદ્રિયો પ્રશ્ન-મીત્ર કોણ ? જવાબ-વશ થએલી ઇંદ્રિયો ] તે ઇંદ્રિયો ભક્તને વશ વર્તે છે મોટા પુરૂષો કહે છે કે-न वासुदेवभक्ताना अशुभ विद्यते क्वचित्-'વાસુદેવના ભક્તોનું કદિ અશુભ થતુ નથી.'

ભક્ત ગાય છે —

હરિ તમે મારા (અ)ને હુ તમારો,
જાણી પોતાનો મને તારોરે—હરી૦-હા હરી૦
કામ ક્રોધ મારી કેડે પડયા છે,
કુડ કપટ મારા ટાળોરે—હરી૦-હાં હરી૦
બ્હાનુ તમારૂ માટે શરણેજ રાખો,
સસાર લાગે મને ખારોરે—હરી૦-હા હરી૦
હા હરી૦-વિગેરે-

જેમ થોડુ ઝેર, જીવનુ જોખમ કરી નાખે છે, તેમ થોડુ વિષય સુખ, પણ અધ્યાત્મ વિચારના સમુદાયનો, ધીમે ધીમે નાશ કરે છે. માટે ધીમે ધીમે, વિષય સુખમાથી લાલસા, ઓછી કરવી ઘટે છે વિષય સુખમાથી લાલસા ઓછી કરે પણ, નિર્મળ-જ્ઞાન યુક્ત-ભક્તિથી, પરમાત્માને પરાયણ થવા, પ્રયત્ન ન કરે, તો ભવબધન મટતુ નથી, તે વાત વિસરી જવા જેવી નથી. ગરીબોને અગર દુખી લોકોને, ગરીબાઇથી અગર દુખથી, વિષયની લાલસા ઓછી હોય છે, પણ તેઓ નિર્મળ ભક્તિ વિના પરમાત્માને પરાયણ થતા નથી આગળ ૫૯ મા શ્લોકમા ઇંદ્રિય નિગ્રહ

સાથે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા સબધી ખુલાસો થઇ ગયો છે. આ શ્લોકમા 'युक्त' શબ્દ છે તેનો સ્પષ્ટ અર્થ જોઇતો હોય તો સાભળો—ગી અ. ૫. ૨૩

शक्नोतीहैव य सोढुं, प्राक् शरीरविमोक्षणात्
कामक्रोधोभ्दवं वेगं, स युक्त स सुखी नर

અર્થ—[ આ સસારમાજ—એટલે—આ દેહ છે ત્યા સુધીમાજ, કામ ક્રોધથી ઉત્પન્ન થતા વેગને ( ઇદ્રિયોના બળને ), જે સયમી પુરૂષ, સહન કરી શકે છે, તેજ પુરૂષ, ખરો યુક્ત (યોગી), અને તેજ પુરૂષ ખરો સુખી છે ] એટલે અહીં ' યુક્ત ' નો અર્થ— " યોગથી તૈયાર થએલો " એવો થયો. ગીતાના ૬—૧૭ મા ' युक्ताहारविहारस्य ' એવુ કહીને ત્યા ' युक्त 'નો અર્થ 'માફક-સર—નિયમસર' કર્યો છે

વિષયરૂપી મધમા, જીવરૂપી માખી કેવી રીતે સપડાય છે, તે વાત હવે કહે છે તે મધલાળમાથી કેવી રીતે છુટવુ, તે માટે બ્રહ્મવિદ્યા સબધી વાતો કરવાની, ભારે મજા આવી છે—અમારે મજા આવી છે, એવી કાઇ તમારે મજા છે ?—મજા હોય તો સાભળો. ગરજવાનને આ વાતો, ગોળ જેવી લાગશે—ગરજ વિનાના પામરને આ વાતો, ખોળ જેવી લાગશે બોલો—શ્રી કૃષ્ણચદ્ર દેવકી જય સાભળો—

ध्यायतो विषयान्पुंसः, सगस्तेषूपजायते ॥
संगात् संजायते कामः, कामात्क्रोधोऽभिजायते ॥६२॥

૬૨ પદચ્છેદ—[ ध्यायति इति ध्यायन् तस्य ध्यायत ] विषयान् ध्यायत पुंस.—વિષયનુ ધ્યાન કરનાર પુરૂષને. तेषु सग उपजायते—તેમા આસક્તિ પેદા થાય છે सगात् काम सजायते—સગમાથી મનોરથ પેદા થાય છે कामात् क्रोध अभिजायते—મનોરથ-માથી ક્રોધ પેદા થાય છે

ધ્યાયતો વિષયાન્પુંસ:, સંગસ્તેષૂપજાયતે ॥
સંગાત્ સંજાયતે કામ:, કામાત્ક્રોધોઽભિજાયતે ॥૬૨॥

**પદાનિ**—ધ્યાયત: –વિષયાન્–પુંસ: –સંગ: –તેષુ–ઉપજાયતે–
સંગાત્–સંજાયતે–કામ: –કામાત્–ક્રોધ: –અભિજાયતે–

क्रोधाद्भवति संमोहः, संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो, बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

ક્રોધાદ્ભવતિ સંમોહ:, સંમોહાત્સ્મૃતિવિભ્રમ: ॥
સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો, બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥૬૩॥

**પદાનિ**—ક્રોધાત્–ભવતિ–સંમોહ: –સંમોહાત્–સ્મૃતિવિભ્રમ: –
સ્મૃતિભ્રંશાત્–બુદ્ધિનાશ: –બુદ્ધિનાશાત્–પ્રણશ્યતિ–

અર્થ—વિષયનું ચિંતવન કરનાર પુરૂષને, પ્રથમ તે વિષયોમાં સંગ-એટલે આસક્તિ-લાલસા અથવા વાસના-પેદા થાય છે લાલસા ઉત્પન્ન થયા પછી, તે વિષય માટે કામના,-એટલે તે વિષય મળે, એવી ઇચ્છા-પ્રગટેછે તે ઇચ્છાને તૃપ્ત કરવામાં, કાંઇ વિઘ્ન આવે, તો તે ઇચ્છામાંથી ક્રોધ પેદા થાય છે ક્રોધમાંથી પછી સંમોહ (અવિવેક), સંમોહમાંથી પછી, સ્મૃતિવિભ્રમ (આત્મજ્ઞાનનો નાશ) થાય છે, અને સ્મૃતિ વિભ્રમ થયા પછી, બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં, પોતે પણ નાશ પામે છે

---

૬૩ પદચ્છેદ—**क्रोधात् संमोहः भवति**–ક્રોધમાંથી સંમોહ પેદા થાય છે. [ **स्मृतेः विभ्रमः स्मृतिविभ्रमः** ] **संमोहात् स्मृतिविभ्रमः**– સંમોહમાંથી સ્મૃતિનો નાશ (થાય છે) **स्मृतिभ्रंशात्**–સ્મૃતિનો નાશ થવાથી **बुद्धिनाशः**–બુદ્ધિનો નાશ થાય છે **बुद्धिनाशात् प्रणश्यति**– બુદ્ધિનો નાશ થવાથી (પોતે પણ) નાશ પામે છે

**વિવેચન**—જેમ અગ્નિનો નાના સરખો તણખો, ઘાસની મોટી ગજીને બાળીને ખાખ કરી નાખે છે, તેમ વિષયનો થોડો સરખો સંચાર, જીવનું કેટલું નુકશાન કરે છે, તે વાત આ શ્લોકમાં છે આ વાતને વધારે સ્પષ્ટ કરવા માટે કહેવું જોઇએ કે—જેમ બને તેમ-આખ, કાન, જીભ, વિગેરે જ્ઞાનેંદ્રિયો દ્વારા પ્રાપ્ત થતા, બહારના વિષયી વાતાવરણમાં ફરવાનું બંધ કરો **विविक्तदेशसेवित्वम्, अरतिर्जनसंसदि** (ગીતા અ ૧૩-૧૧) મા કહે છે કે "એકાંત વાસનું સેવન, અને ઇશ્વર સિવાય ગમે તે કાર્ય માટે એકઠા થએલા લોકોમાં જવાનો ત્યાગ ઈશ્વર સિવાય ગમે તે પુસ્તકોનો, અગર ગમે તે ચિત્રોનો પણ ત્યાગ ઇશ્વર સિવાયની ગમે તે વાતોનો પણ ત્યાગ, આત્મ જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનાર પુરૂષે સેવવા લાયક છે ક્રોધી પુરૂષ, ક્રોધના આવેશમાં બોલે છે કે—'તું મને ઓળખે છે?–હું કોણ?' વિગેરે વચનો, વિવેક શૂન્યતા સૂચવે છે વિવેક શૂન્યતાને પરિણામે, આત્મજ્ઞાન અથવા સ્મૃતિનો નાશ થાય છે આત્મ જ્ઞાનનો નાશ થતા, બ્રહ્મમયી વૃત્તિ (બુદ્ધી) નો પણ નાશ થાય છે "બુદ્ધિનો જો નાશ થતા, પુરૂષનો પણ નાશ થાય છે" એ વાક્યનો એવો અર્થ છે કે—બુદ્ધિ વિનાનો માણસ ધર્મ, અર્થ, કામ અગર મોક્ષમાના કોઇને સાધી શકતો નથી એટલે નકામો અગર જીવતે મુવા જેવો છે શ્રી શંકરાચાર્ય કહે છે કે—तावदेव हि पुरुष, यावदन्तःकरण कार्याकार्य विवेकयोग्यम्। तदयोग्यत्वे नष्ट एव पुरुष भवति। अत अन्तःकरणस्य बुद्धेर्नाशात् पुरुष प्रणश्यति, पुरुष पुरुषार्थायोग्यो भवति इति अथ—જ્યા સધી અંતઃકરણ કાર્યાકાર્યનો વિવેક કરી શકે, ત્યા સુધી તે પુરૂષ કહેવાય તે વિવેક નાશ પામતા, માણસ નાશ પામે, એટલે નકામો ગણાય છે ) જેમ જીવ વિનાનો દેહ શબ ગણાય, તેમ સદ્વિવેક વિનાનો માણસ, મનુષ્યત્વ રહિત ગણાય—મનુષ્યરૂપે પશુ ગણાય

**पशोः पशुः को न करोति धर्मं ?**
**प्राधितशास्त्रोऽपि न चात्मबोधः।**

( મણી રત્નમાળા શ્લોક ૨૯ )

અર્થ—શિષ્ય પુછે છે-હે ગુરૂ મહારાજ ! આ સંસારમાં પશુથી પણ મોટો પશુ કોણ છે ? તેનો જવાબ ગુરૂ આપે છે કે—વિષયો ભોગવવા, બાળ ગોપાળ પેદા કરવા, તેને રમાડવા, તેમનું પોષણ કરવું, વિગેરે ધર્મો, પશુ પક્ષી-મનુષ્ય વિગેરે સર્વ પ્રાણી માત્રમાં સામાન્ય છે તે ધર્મોથી પર—એટલે ઉત્તમ-જે મનુષ્યનોજ ધર્મ છે, તે ધર્મ (તત્વ જ્ઞાન) સંબંધી, જેને પરવા નથી, તે પશુના કરતાં મોટો પશુ છે મનુષ્ય રૂપે પશુ છે તેમાં પણ જેણે ઉત્તમ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોય, છતાં રાગ દ્વેષ તજીને, સ્વરૂપની પ્રાપ્ત ન કરી હોય, અગર પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરતો ન હોય, તો તે પણ મોટામાં મોટો પશુ છે

ઇંદ્રિયોએ, પોત પોતાના વિષયોમાંથી, રાગદ્વેષ તજ્યા પછી, જ્ઞાનીની કેવી સ્થીતિ હોય છે, તે વાત હવે આગળ કહે છે તે ભાવથી સાંભળો—

**रागद्वेषवियुक्तैस्तु, विषयानिंद्रियैश्चरन् ॥**
**आत्मवश्यैर्विधेयात्मा; प्रसादमधिगच्छति ॥ ६४ ॥**

**રાગદ્વેષવિયુક્તૈસ્તુ, વિષયાનિંદ્રિયૈશ્ચરન્ ॥**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા, પ્રસાદમધિગચ્છતિ ॥ ૬૪ ॥**

---

૬૪ પદચ્છેદ—तु-અને [रागद्वेषाभ्याम् वियुक्तानि, तै राग द्वेषवियुक्तै] रागद्वेषवियुक्तै इन्द्रियै-રાગદ્વેષથી રહિત થએલી ઇંદ્રિયોવડે आत्मन वश्यानि आत्मवश्यानि तै आत्मवश्यै-પોતાના મનને સ્વાધીન એવી (ઇંદ્રિયો) વડે [चरति इति चरन्] विषयान् चरन्-વિષયોને ભોગવતો विधातुम् योग्य विधेय विधेय आत्मा यस्य स विधेयात्मा-જેણે મનને નિયમીત કર્યું છે એવો प्रसादम् अधिगच्छति-પ્રભુની કૃપાને એટલે અંતઃકરણની નિર્મળતાને પામે છે

પદાનિ—રાગદ્વેષવિયુક્તૈ -તુ-વિષયાન્-ઇન્દ્રિયૈ:-ચરન્
આત્મવશ્યૈ -વિધેયાત્મા-પ્રસાદ -અધિગચ્છતિ-

અર્થ—જેણે મનને વશ કર્યુ હોય, એવો પુરૂષ, રાગદ્વેષ રહિત થએલી, અને પોતાને વશ રહેલી એવી ઇંદ્રિયો વડે, વિષયો ભોગવતો છતા ચિત્તની નિર્મળતાને—પ્રસન્નતાને પામે છે

તાત્પર્ય—વિષયોનો સગ થયો છતા, તેનુ ચિત્ત વિહ્વળ બનતુ નથી

આ શુદ્ધ સનાતની વિચાર છે શ્રી કૃષ્ણ, શ્રી રામ, મહાદેવજી, વસિષ્ઠ, અત્રિ આદિ હજારો સમર્થ રૂષિઓ, તથા નરસિંહ, તુકારામ જેવા મહાત્મા પુરૂષો પોતાના ઘરમા રહી, આસક્તિ રહીત બનીને, વિષયો ભોગવતા હતા જેમ અગ્નિ અગ્નિથી બળતો નથી, તેમ રાગદ્વેષ તજીને બ્રહ્મમય બનેલો પુરૂષ, વિષયોમા બ્રહ્મ સિવાય બીજુ કાઈ દેખતો નથી મોટા પુરૂષ કહે છે કે—**आहारशुद्धौ सत्वशुद्धि सत्वशुधौ ध्रुवा स्मृति ।।** [ દરેક ઇંદ્રિયો પોત પોતાનો અહાર શુદ્ધ રાખે, તો શુદ્ધ સત્વ—શુદ્ધ મનોબળ પ્રગટ થાય છે શુદ્ધ મનોબળ પ્રગટ થતા, સ્મૃત નિશ્ચળ થાય છે ] ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કર્યા પછી, આગળ શુ લાભ થાય છે, તે વાત—યશોદાના પ્યારા—મીરાના પ્યારા—નરસિંહના વ્હાલા—અને અમારા—તમારા પણ વ્હાલા—શ્રીકૃષ્ણ કહે છે તે સાભળો—

**प्रसादे सर्वदुःखानां, हानिरस्योपजायते ।।**
**प्रसन्नचेतसो ह्याशु, बुद्धिः पर्यव॥तष्ठते ॥६५॥**

---

૬૫ પદચ્છેદ — **प्रसादे**-અત કરણની નિર્મળતા પ્રાપ્ત થતા. **अस्य**-આ પુરૂષના [ **सर्वाणि चतानि दु खानि. तेषाम्** ] **सर्वदु खानाम् हानि उपजायते**-સવ દુ ખોનો નાશ થાય છે **हि** કારણકે [ **प्रसन्न चेत यस्य स प्रसन्नचेता, तस्य प्रसन्नचेतस** ] **प्रसन्नचेतस बुद्धि**-નિર્મળ અત કરણવાળાની બુદ્ધિ. **आशु**-જલદીથી **पर्यवतिष्ठते** ( અહીં **परि** અને **अव** ઉપસર્ગોની સાથે **स्था** ધાતુ આત્મને પદી થયો છે. ) સ્થિર થાય છે

**પ્રસાદે સર્વદુખાનાં, હાનિરસ્યોપજાયતે ॥**
**પ્રસન્નચેતસો હ્યાશુ, બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥૬૫॥**

**પદાનિ**—પ્રસાદે–સર્વદુખાના–હાનિ–અસ્ય–ઉપજાયતે–
પ્રસન્નચેતસ –હિ–આશુ–બુદ્ધિ પર્યવતિષ્ઠતે–

અર્થ—ચિત્ત નિર્મળ બની જાય તો, ( ૬૯ **મનવાળા** ) આ પુરૂષના સર્વ દુખોનો નાશ થાય છે નિર્મળ ચિત્તવાળા પુરૂષની બુદ્ધિ પણ તુરત સ્થિર થઇ જાય છે

વિવેચન—અહી દુખ શબ્દના અર્થમા, દુ.ખના કારણ પણ સમજવા—એટલે દુખો કારણ સહિત નાશ પામે એમ સમજવુ અને ' હાનિ ' શબ્દના અર્થમા તદ્દન નિવૃતિ સમજવી. આ ૬૪ તથા ૬૫ એ શ્લોકમા, કર્મના ત્યાગથી શાતિ મેળવવા કરતા, કર્મના ફળનો ત્યાગ કરવાથી, શાતિ મેળવવાની ભલામણ કરે છે મન તથા ઇદ્રિયોનો નિગ્રહ, ઇચ્છારાહિત્ય તથા શાતિ, સ્થિત-પ્રજ્ઞ પુરૂષના ખાસ લક્ષણ સમજવા. હજી ચિત્તની પ્રસન્નતા અગર ચિત્તની નિર્મળતા સબધી આગળ જે કાઇ કહેવાય છે તે સાભળો-વેદાતના શ્રવણ અગર પઠન પાઠનથી, પોતાને કૃત કૃત્ય માનનારા મુમુક્ષુઓને પણ, ધ્યાનાદિ સમાધિ અવશ્ય કર્તવ્ય છે, એવુ નીચેનો શ્લોક શીખવે છે

**नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ॥**
**न चाभावयतः शान्ति–रशान्तस्य कुतः सुखम् ॥ ६६ ॥**

---

(૬૬) પદચ્છેદ —**अयुक्तस्य बुद्धि न अस्ति**–જેનુ મન વશ નથી એવા પુરૂષને બુદ્ધિ હોતી નથી **च**–અને **अयुक्तस्य भावना न**–અયુક્ત પુરૂષને ભાવના એટલે સારા વિચારો અગર પ્રભુનુ ધ્યાન હોતુ નથી **भावयति इति भावयन्, न भावयन् इति अभावयन्, तस्य अभावयत**–ભાવનારહિત પુરૂષને **न शान्ति**–શાતિ હોતી નથી **अशान्तस्य कुत सुखम्**–શાતીરહિત પુરૂષને સુખ ક્યાથી હોય ?

**નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય, ન ચાયુક્તસ્ય ભાવના–**
**ન ચાભાવયત શાન્તિ–રશાન્તસ્ય કુતઃ સુખમ્ ॥૬૬॥**

પદાનિ—ન–અસ્તિ–બુદ્ધિ –અયુક્તસ્ય–ન–ચ–અયુક્તસ્ય–ભાવના
ન–ચ–અભાવયત –શાન્તિ –અશાન્તસ્ય–કુત –સુખમ્–

[ પ્રથમ ‘ अयुक्त ’ નો અર્થ કહુ–જે પુરૂષ વેદાતનું ઘણુ શ્રવણ કર્યુ હોય, છતા શાતિ, દાતિ, ઉપરતિ, તિતીક્ષા વિગેરે સાધનો સેવીને, તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે, સમાધિ કરી ન હોય, તે અસમાહિત ચિત્તવાળો પુરૂષ–ચચળ ચિત્તવાળો પુરૂષ– ‘ अयुक्त ’ કહેવાય છે આ શ્લોકમા ‘ बुद्धि ’ શબ્દ છે તેનો અર્થ પણ સાભળો–નિર્મળ અ ત કરણમાથી ઉત્પન્ન થએલી, અને સર્વત્ર બ્રહ્મદર્શનના લક્ષણવાળી જે દૃષ્ટિ છે, તેનું નામ बुद्धि સમજવુ ‘ भावना ’ નો અર્થ પણ કહી દઉ–કેવળ આત્માના આકારવાળી ચિત્તની ધારા–જેને નિદિધ્યાસન કહેવામા આવે છે. તેનુ નામ “ भावना ” કીડા ભમરીની ભાવના કરીને, ભમરી બની જાય છે, તેમ જીવ બ્રહ્મની ભાવના કરીને બ્રહ્મસ્વરૂપ બની જાય છે જે કીડાને ભમરી કરડી નથી, તે કીડા ભમરીનુ ધ્યાન ધરતો નથી અને ભમરી રૂપ થતો પણ નથી, તેમ अयुक्त પુરૂષને ભાવના સભવતી નથી હવે આખા શ્લોકનો અર્થ કરીએ, તો બગબગ સમજણ પડશે ]

અર્થ—જેણે ચિત્તને વશ કર્યુ નથી–જે સમાધી દ્વાર પ્રભુમા જોડાયો નથી–તે પુરૂષને બુદ્ધિ ( સર્વત્ર બ્રહ્મદર્શનના લક્ષણવાળી દૃષ્ટિ ) હોતી નથી એવા અયુક્ત પુરૂષને ભાવના ( આત્માકાર વૃત્તિ ) પણ હોતી નથી ભાવનારહિત પુરૂષને શાતિ હોતી નથી આમ છે ત્યારે, શાતિરહિત પુરૂષને સુખ ક્યાથી હોય ? નજ હોય

વિવેચન—

**यल्लाभान्नापरो लाभो, यत्सुखान्नापर सुख–**
**यज्ज्ञानान्नापर ज्ञानं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥**

( આત્મબોધ—૫૪ )

પહેલી લીટીનુ બીજુ ચરણ જુઓ જે સુખના કરતા બીજુ કોઇ સુખ ઉત્તમ નથી તે બ્રહ્મ છે એવુ સમજવુ જોઇએ ભાવના આત્માકાર અગર બ્રહ્માકાર હોય, તો ચિત્ત શાત હોય 'શાતિ' એટલે આત્મામા ચિત્તની વિશ્રાતિ, અથવા અનાત્મામા જે તાદાત્મ્ય બુદ્ધિ છે, તેનો તથા તેના કાર્યનો અભાવ અથવા વિદેહમુક્તિ ભાવના વિષયાકાર હોય તો ચિત્ત અશાત હોય-ચિત્ત અશાત થતા સાચા સુખની પ્રાપ્તિ-એટલે બ્રહ્મસુખની પ્રાપ્તિ અગર મોક્ષાનદની પ્રાપ્તિ અગર વિદેહ કૈવલ્ય સુખની પ્રાપ્તિ નજ હોય

અયુક્ત પુરૂષને, બુદ્ધિ અગર સર્વત્ર બ્રહ્મ દર્શનના લક્ષણુ-ણુવાળી દ્રષ્ટિ કેમ નથી, તેનો વિશેષ ખુલાસો આગળ કરે છે

इंद्रियाणां हि चरतां, यन्मनोऽनुविधीयते ॥
तदस्य हरति प्रज्ञां, वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

ઇન્દ્રિયાણા હિ ચરતાં, યન્મનોઽનુવિધીયતે ॥
તદસ્ય હરતિ પ્રજ્ઞાં, વાયુર્નાવમિવાંભસિ । ૬૭ ॥

પદાનિ—ઇદ્રિયાણુા-હિ-ચરતા-યત્-મન -અનુવિધીયત-
તત્-અસ્ય-હરતિ-પ્રજ્ઞા-વાયુ -નાવ-ઇવ-અભસિ-

અર્થ—શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-કારણકે પોતપોતાના વિષયોમા ભટકતી ઇંદ્રિયોમાની ગમે તે એક ઇંદ્રિય, મન સાથે જોડાતા, તે એક ઇદ્રિય ( अस्य अयुक्तस्य प्रज्ञा ) આ કે જેણે ચિત્તને વશ કર્યું નથી, તેની બુદ્ધિને-તના આત્મજ્ઞાનને અથવા

૬૭ પદચ્છેદ —**चरन्ति इति चरन्ति, तेषाम् चरताम्**-વિષયોમા ફરતી **इन्द्रियाणाम्**-ઇદ્રિયોમાથી **यत्**-જે એક ઇદ્રિય **मनः अनुविधीयते**-મન સાથે જોડાય છે **तत् अस्य प्रज्ञा**-તે ઇદ્રિય આ પુરૂષની બુદ્ધિને **हरति**-હરે છે **अंभसि वायु नावम् इव**-જળમા જેવી રીતે વાયુ વહાણને (ખેચે છે) તેમ.

આત્મજ્ઞાન માટે સજ્જ કરેલી તેની વૃત્તિને-જેમ જળમા રહેલા વહાણુને પવન-આમતેમ ખેચી જાય છે તેમ, ખેચી જાય છે-ડોલાવી દે છે.

વિવેચન—યત્નો અર્થ આપણે 'ઇન્દ્રિયોમાની ગમે તે એક ઇંદ્રિય' કર્યો છે. કોઈ કોઈ ટીકાકાર 'યત્'નો અર્થ મન સાથે લે છે-એટલે 'મન કે જે' એવો અર્થ કરે છે પણ યત્નો અર્થ ઇંદ્રિય કરવો તે વાત, મને ઠીક લાગે છે હરણુમા રહેલી કાનની ઇંદ્રિય, મન સાથે જોડાતા, હરણની બુદ્ધિ હરાઇ જાય છે. એટલે સગીત કરનારા પારધી પાસે જઇને હરણુ બેસે છે-અને પોતાના પ્રાણુ ખુએ છે સ્પર્શેન્દ્રિય મન સાથે જોડાતા, હાથી કાગળની હાથણીને પકડવા દોડે છે, અને પોતે પકડાઇ જાય છે ચક્ષુ ઇંદ્રિય, મન સાથે જોડાતા, પતગીયું ગાડુ બની અગ્નિમા પડે છે અને પ્રાણુ ખુએ છે રસના ઇંદ્રિય મન સાથે જોડાતા, માછલુ ગાડુ બની, માછી મારની જાળના લોઢાના કાટામા, ભરાવેલી ગોળી ખાવા દોડે છે, અને ત્યા સપડાઈ જતા પ્રાણુનો ત્યાગ કરે છે નાકની ગધ ઇંદ્રિય, મન સાથે જોડાતા ભ્રમર કમળમા બીડાઈ જાય છે ફુલને તોડી બહાર નીકળવા જેટલુ પોતામા બળ છે છતા, ગધના પ્યારમા પામગ બનેલો ભ્રમર, કમળમા મુઝાઇને મરી જાય છે એકેકી ઇંદ્રિયોના બળથી પ્રાણીઓની આ દશા છે, ત્યારે મનુષ્ય કે જેમા પાચે ઇંદ્રિયો બળવાન છે, તે યમનિયમાદિથી ન વર્તિ શકે તો તેની કેવી દશા થાય! જેમ જળમા રહેલા વહાણુને તોફાની પવન, બુડાડી દે અગર આડે માર્ગે લઇ જાય છે, અથવા ખરાબા સાથે અફાળીને ભાગી નાખે છે, તેમ તોફાની ઇંદ્રિયો, બુદ્ધિને ભ્રષ્ટ કરી જન્મ મરણુના દુખ તૈયાર કર્યા કરે છે.

ભલે સમુદ્ર તરીને વહાણુ આવ્યું હોય, પણ કાઠા લગભગ આવતા, તોફાના પવનથી અગર ખલાસીઓની બેદરકારીથી, વહાણુ નાશ પામે છે, અગર આડે માર્ગે ચડી જાય છે, તેમ સિદ્ધ

થએલા પુરૂષોને પણ, તોફાની પવન રૂપી અવશ ઈંદ્રિયો, જુદો પાડી દે છે-અગર તે પુરૂષનો નાશ કરી નાખે છે

મોક્ષવાણી પાનુ (૪૩) ચોપાઈ સુગ્રિવ કહે છે કે હે રામ! નાથ, વિષય સમ મદ કછુ નાહીં, મુનીમન મોહ કરે ક્ષણમાંહી, વિષયવિવશ સુરનરમુનિ સ્વામી, મે પામર પશુ કપી અતી કામી. વિગેરે

તેથી શ્રેયસ્સાધક પુરૂષે શુ કરવુ જોઇએ, તે વાત હવે શ્રીકૃષ્ણ કહે છે-ભાવથી સાભળો-ઉઘતા તો નથીને? બોલો શ્રીકૃષ્ણચદ્ર દેવકી જય

**तस्माद्यस्य महाबाहो, निगृहीतानि सर्वशः**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्-तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥**

**તસ્માદ્યસ્ય મહાબાહો, નિગૃહીતાનિ સર્વશઃ**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્-તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૮॥**

**પદાનિ**—તસ્માત્-યસ્ય-મહાબાહો-નિગૃહીતાનિ-સર્વશ - ઇન્દ્રિયાણી-ઇન્દ્રિયાર્થેભ્ય -તસ્ય-પ્રજ્ઞા-પ્રતિષ્ઠિતા-

**અર્થ**—તેથી કરીને-તેટલા માટે-હે મોટા હાથવાળા અગર હે શુરવીર પુરૂષ! જે પુરૂષ, પોતાની ઇંદ્રિયોને સર્વ પ્રકારના વિષયો તરફથી ખેચી લે છે, તેની બુદ્ધિ સ્થિર ગણાય છે

**વિવેચન**—'હે મહાબાહો' એમ કહી અર્જુનને સૂચવે છે કે, તુ જે ધારે, તે કરી શકે, એવી તારામા શક્તિ છે 'ઇંદ્રિયોનો

૬૮ પદચ્છેદ—**तस्मात्**-તેથી **महाबाहो**-હે મોટા હાથવાળા અર્જુન! **यस्य इन्द्रियाणि सर्वशः निगृहीतानि**-જેની ઇંદ્રિયો સર્વ પ્રકારે રોકાએલી (છે) **इन्द्रियार्थेभ्य**-ઇંદ્રિયોથી ભોગવાતા વિષયોમાથી **तस्य प्रज्ञा प्रतिष्ठिता**-તેની બુદ્ધિ સ્થિર થએલી (છે).

નિગ્રહ, એજ પ્રજ્ઞા-બુદ્ધિ અગર સત્યાસત્ય વિવેકનુ સાચુ સૌરક્ષણુ છે' એવો ભાવ, છેવટે આ શ્લોકમા જણાવી દીધો છે

લૌકીક વ્યવહારમા પણુ ઇદ્રિયોનો નિગ્રહ વિજય આપે છે. અને ઇદ્રિયો રખડતી હોય તો તેના કાર્યમા ઢગ ધડો હોતો નથી. રખડતી ઇદ્રિયો વાળો, ગમે તેવો મોટો-ધનવાન અગર અમલદાર હોય, પણુ તે ધીમે ધીમે પોતાની ઘોર પોતાને હાથે ખોદતો જણાય છે-અને છેવટે, પોતાની ખોદેલી ઘોરમા પોતે દટાય છે રખડતી ઇદ્રિયો વાળા પુરૂષને, ધન ધીરતા અગર મોટી જગ્યા આપતા વિચાર કરવો પડે છે દ્રષ્ટાત-દિલ્લીના શાહજહાન બાદશાહનો વજીર બુઢ્ઢો થતા, તે વજીરે બાદશાહને અરજ કરી કે-"હવે મને રાજ્યની વજીરાતમાથી મુક્ત કરો અને મારા પુત્રને તે જગ્યા આપો, હુ વૃદ્ધ થયો છઉ, અને મારો પુત્ર ઉમરલાયક થયો છે" બાદશાહે કહ્યુ-"ઉમરલાયક થયો છે તે વાત તો ખરી છે-પણુ વજીરાતને લાયક થયો છે ?" તેના જવાબમા વજીરે ઘણુા વખાણુ કરતા, બાદશાહ રાજી થયો, અને તેના પુત્રને વજીરાત આપવા માટે, કોઇ અમુક દિવસ મુકરર કર્યો વજીરાતનો હોદ્દો મહત્વનો હોવાથી, તે દિવસે દરબાર શણુગાર્યો હતો બુઢ્ઢા વજીર પણુ પોતાના નિત્ય નિયમથી પરવારી, હમેશ કરતા જરા વહેલો રાજસભામા હાજર થયો હતો બાદશાહી સભાનો ટાઇમ આઠ વાગ્યાનો હતો તે સમય પહેલા થોડીવારે ત્યા, પુત્રને આવવાનુ કહી, બુઢ્ઢો વજીર બાદશાહી મહેલમા હાજર થઇ ગયો હતો આજ દીલ્લીની વજીરાત મળવાની હોવાથી વજીરપુત્રને ભારે આનદ થયો હતો સમય થતા માથે ફેટો બાધવા માટે મોટા અરિસા સામે તે ઉભો રહ્યો તે વખતે અરિસામા કોઇ અપરિચીત સુદરીને દેખી-પાછો ફરી જોવા ગયો, ત્યા તે સુદરીને ચાલી જતી જોઈ જેમ દીવાને જોઇ, પતગીયું વીહવળ થાય, તેમ તે સુદરીને દેખીને, વજીર પુત્ર વીહવળ બન્યો સભાનો સમય થઇ ચૂકયા પછી, સભામા જવાનુ તેને યાદ આવ્યું-યાદ આવતા એકદમ ફેટો બાધી સભામા આવ્યો. શાહજહાન બાદશાહ વજીર પુત્રની રાહ

જોઇ રહ્યો હતો તેને મોડો આવેલો જોઈ બાદશાહ વિચારમાં પડયો કે-" વજીરાતના કરતા કયા મોટા લાભે તેણે મોડું કર્યું ! તે વાત અવસ્ય જાણી લેવી, પછી વજીરાત આપવી " વજીર પુત્રે બાદશાહી રીત પ્રમાણે સલામ કરી, પોતાની બેઠક લીધી. સભા શાંત થતા-

બાદશાહ બોલ્યો—બુઢ્ઢા વજીરને રાજ્યના ભારમાથી મુકત કરી, આજ રોજ તેના પુત્રને વજીરાત આપતા, અમને ભારે આનંદ થાય છે, પણ તે વજીરાત આપવા પહેલા, વજીર પુત્રને અમારે એક વાત પુછવાની છે, તેનો જવાબ વજીર પુત્ર આપી, અમને સંતોષ આપશે, એવી અમને ખાત્રી છે ( એટલુ બોલી વજીર પુત્રને ઇશારત કરતા, વજીર પુત્ર બાદશાહની સામે આવીને ઉભો રહ્યો )

બાદશાહ—હે પુત્ર ! આજ તમને વજીરાત આપવાની છે, તે દિવસે તમારે વખતસર આવવુ જોઇએ, તેના બદલે આટલુ મોડું કેમ થયું ? વજીરાતના કરતા કઇ વાત તમને મહત્વની લાગી ? કે જેણે તમને રોકી પાડયા ? સત્યવાતથી હું જેટલો રાજી થઇશ, તેટલોજ-અગર તેથી વધારે-અસત્ય વાતથી નારાજ થઈશ વજીરાત પ્રાપ્ત કરવાને સમયે, મને નારાજ કરવા કરતા, રાજી કરવામા, જો તમે તમારો ધર્મ સાચવશો, તો હું રાજી થઇશ-સભા રાજી થશે અને ખુદા પણ રાજી થશે "

આટલુ કહી બાદશાહ શાંત થયો સભા જવાબ સાંભળવા આતુર થઇ

વજીર પુત્રે જે વાત બની હતી તે કહી સંભળાવી. બાદશાહ રાજી થઇ સભા વચ્ચે બોલ્યો કે-" આજે ખુદાએ, અમારી ઉપર અને અમારી આખી સલ્તન ઉપર ભારે કૃપા કરી-મહેર કરી, નહી તો સલ્તનની વજીરાતનો બોજો એક અજીતેંદ્રિય પુરૂષના હાથમાં મુકતા વાર નહોતી. જે બાદશાહ અને બાદશાહના અમ-

લહારો, પ્રજાને બેટા બેટી સમાન ગણી શકતા નથી, તેઓ પોતાને હાથે, પોતાના સુખને મેશથી શણગારનારા છે" આટલું કહી, આ ખુશાલીના આનંદમા શહેરમા સાકર વહેચવાની આજ્ઞા કરી પછી બાદશાહે વજીરપુત્રને કહ્યુ કે–' હે પુત્ર, તુ સાચુ બોલ્યો તેથી અમો ઘણાજ રાજી થયા છઇએ પણ હાલ તને વજીરાત આપવા અમો ખુશી નથી તુ થોડા દિવસ, સત્પુરૂષોનુ સેવન કરી, કામ ક્રોધાદિ તારા પોતામા રહેલા શત્રુઓને જીતી, પછી દરબારમા આવ. વજીરાત તનેજ આપવી છે, પણ યોગ્યતા વિના તું લઈશ, તો તને અને અમને ભારે દુ:ખ થશે"

ાવગેરે વાતોમા સાર એ છે કે–જીતેદ્રિય સ્રી-પુરૂષના આલોક અને પરલોક બેઉ સુધરે છે.

બુદ્ધિ નાશ પામતા માણસ જીવતે મુવા જેવો છે. બીજી મુદ્દાની વાત એ છે કે ' ઇંદ્રિયોનો નિગ્રહ એટલે કર્મ સમૂળગા છોડી દેવા, ' એવો અર્થ અહી કરવાનો નથી ' કર્મ કરવા, પણ જન્મ મરણ આપે તેવા સકામ કર્મો નહીં કરતા, નિષ્કામ કર્મ કરવા, ' એ ભાવ અહી સમજવો હવે સ્થિતપ્રજ્ઞનુ સૂક્ષ્મ ચિન્હ બતાવે છે

या निशा सर्वभूतानां, तस्यां जागर्ति संयमी ॥
यस्यां जाग्रति भूतानि, सा निशा पश्यतो मुनेः ॥६९॥

યા નિશા સર્વભૂતાનાં. તસ્યાં જાગર્તિ સયમી ॥
યસ્યાં જાગ્રતિ ભૂતાનિ, સા નિશા પશ્યતો મુને ॥૬૯

પદાનિ—યા-નિશા-સર્વભૂતાના-તસ્યા-જાગર્તિ-સયમી-
યસ્યા-જાગ્રતિ-ભૂતાનિ-સા-નિશા-પશ્યત -મુને -

૬૯ પદચ્છેદ —**या सर्वभूताना निशा**-પ્રાણીમાત્રની જે રાત્રી (છે) **तस्या जागर्ति**-તેમા જાગે છે **सयम अस्ति यस्य इति सयमी**-ઇંદ્રિઓને વશ રાખનારો પુરૂષ **यस्या भूतानि जाग्रति**-જેમા ભૂતમાત્ર જાગે છે. **सा**-તે. **पश्यतः मुनेः निशा**-તત્ત્વદર્શી પુરૂષની રાત્રી

અર્થ—પ્રાણી માત્રની જે સમયમાં રાત્રી છે, એટલે પ્રાણીમાત્ર જે સમયમા ઉંઘે છે, તે સમયમાં સયમી પુરૂષ–યોગી પુરૂષ–પ્રભુનો લાડીલો પુરૂષ-સ્થિર બુદ્ધિવાળો પુરૂષ–જાગે છે, એટલે તે સમયને સયમી પુરૂષ દિવસ માને છે અને અજ્ઞાની સ્રી પુરૂષો—જે સમયને દિવસ માની, તેમા જાગે છે. તે સમયને યોગી, રાત્રી માની તેમા ઉંઘે છે

વિવેચન—જ્ઞાની અને અજ્ઞાનીઓના વર્તન તદ્દન ઉલટા છે એક પૂર્વ તરફ દોડે છે તથા બીજો પશ્ચિમ તરફ કુચ કરે છે. જેઓ સામસામી દિશામા દોડતા હોય, તેઓ કેવી રીતે એકઠા થઈ શકે ! આ શ્લોક અલકારિક ભાષામા છે નિશા અથવા અધ કાર એટલે ‘અજ્ઞાન’ અને દિવસ અથવા પ્રકાશ એટલે (ગીતા ૧૪-૧૧ ) ‘જ્ઞાન’ સમજવુ તુલસીકૃત રામાયણ, આ સબધમા કાંઈ કહે છે તે પણ સાંભળવા લાયક છે—

“ મોહ નિશા સબ સોવની હારા, દેખહી સ્વપ્ન અનેક પ્રકાર';
યહિ જગ યામિની જાગહિ યોગી, પરમારથી પ્રપચ વિયોગી,
જાનિયે તબહી જીવ જગ જાગા, જબ સબ વિષય વિલાસ વિરાગા,
હોય વિવેક મોહ ભ્રમ ભાગા, તબ રઘુબિર ચરણ અનુરાગા,
સખા પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામપદ નેહુ ॥

જેમ સ્વપ્નામા રહેલો પુરૂષ, પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી જાય છે, અને જાગે છે, ત્યારે તેને સ્વપ્ન મિથ્યા લાગે છે, તેમ અજ્ઞાનમા રહેલો પુરૂષ, પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી જાય છે, અને જ્ઞાન પ્રાપ્ત કરે છે, ત્યારે જગવ્યવહાર તેને મિથ્યા લાગે છે મોહ મદિરા પીઇને જગત્ કેવુ ઉન્મત્ત થયું છે, તે વાત ભર્તુહરિ કહે છે, તે સાવધાનતાપુર્વક સાભળો—

રાગ—શાર્દૂલ વિક્રીડિતવૃત

**आदित्यस्य गतागतैरहरह , संक्षीयते जीवित ।**
**व्यापारैर्बहुकार्यभारगुरुभि , कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरण, त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमर्यी प्रमादमदिरामुन्मत्तभूत जगत् ॥**

(વૈરાગ્ય શતક)

[ અર્થ—રાત્રિ દિવસ સૂર્ય ઉગે છે, અને આથમે છે, અને તેમ થતા, સમજણુ ન પડે તવી રીતે-અજ્ઞાન દશામા-ગાફલતામા-આયુષ્ય કમી થતુ જાય છે ( આયુષ્યના દર્મીયાનમા પણુ ) મોટા મોટા અનેક કાર્યના વ્યવહારમા, ‘ કાળ કયા ગયો ’ તે સમજાતુ નથી વળી આયુષ્યના દર્મીયાનમા, ઘણાને જન્મ આપતા તથા ઘણાને જન્મ લેતા-જે દુઃખ થાય છે તે જોયા,-ઘણા સ્ત્રીપુરૂષોને વૃદ્ધાવસ્થાના દુ ખ ભોગવતા જોયા, ઘણાને સ્ત્રી પુત્ર, અગર ધનનો નાશ થતા, પડેલા દુ ખ ભોગવતા જોયા, અને ઘણા સ્ત્રી પુરૂષોને સ્મશાનમા બળતા જોયા, તોપણુ જોનારને ત્રાસ થતો નથી-એટલે-સસારમાથી પાછુ હઠવુ ગમતુ નથી-એટલે-સસારમાથી આસકિત ઉઠતી નથી ( ભર્તુહરી મહારાજ કહે છે કે-ત્યારે તો મને એમજ લાગે છે કે-) આ સસારે ખરેખર મોહમય પ્રમાદ મદિરાનુ પાન કર્યુ છે-અને તેમ કરેલુ હોવાથી જગત ગાડુ બની ગયું છે ]

સસારના સ્વરૂપને હજી ઝીણી નજરથી તપાસીએ તો જણાય છે કે-સસારની સ્થિતિ ગાડાની સ્થીતિ કરતા વિશેષ જોખમદાર છે-ગાડાને સમજાવવો સહેલો, પણ જેણે થોડુ જ્ઞાન પ્રાપ્ત કર્યુ હોય, એવા સસારીને સમજાવવો તે અઘરૂ કામ છે

રાગ—આર્યા

**अज्ञ सुखमाराध्य, सुखतरमाराध्यते विशेषज्ञ**
**ज्ञानलवदुर्विदग्ध, ब्रह्मापि त नर न रञ्जयति ॥**

( ભર્તુહરિ નીતિશતક )

[ **આપણે** સૌ-**ज्ञानलवदुर्विदग्धा** છઇએ. હુ **પણ તેવોજ** **अल्पज्ञ છઉ. ‘ अल्पज्ञता ’** એ કાંઈ દોષ રૂપ નથી, **પણ** જો તેમાં

અહંકાર ભળી જાય, તો અલ્પજ્ઞતા ભયંકર દોષ રૂપ બને છે. અહંકારને અલ્પજ્ઞતામા સરી પડવાનો સ્વભાવ છે. સમજુ પુરૂષોને, જ્ઞાનને રસ્તે ચડતા, અહંકારથી ઘણુજ સાવધાન રહેવા જેવુ છે. હવે ઉપલા શ્લોકનો અર્થ સાભળો–' કાઇ પણ નહીં જાણનાર અજ્ઞાની પુરૂષને સમજાવવો તે સહેલુ છે, અને સારી રીતે જાણનાર જ્ઞાનીને સમજાવવો, તે તેના કરતા સહેલુ છે, પણ થોડુ જાણનાર અહંકારીને સમજાવવો, તે વાત બ્રહ્માથી પણ બને તેમ નથી ' ]

આટલે સુધી વાત બરાબર સમજ્યા હો તો યાદ રાખવુ કે, જે વાત જ્ઞાનીને ગમે છે, તે વાત અજ્ઞાનીને ન ગમે એક બીજાને કદિ બેસતી આવે નહી, અને એક બીજાની નિંદા કરે આવી નિંદાથી ગભરાવુ પણ નહિ

આ ૬૯ મા શ્લોકમા, પ્રથમ લીટીમા ' भूताना ' શબ્દ છે તમા સમાએલા ' भूत શબ્દનો અર્થ એવો છે કે–જે પૂર્વ કર્મ ભોગવવા માટે, વારંવાર ઉત્પન્ન થાયછે તે ' भूत ' કહેવાયછે. ' निशा નો અર્થ ' અજ્ઞાન દશા ' અગર ' દ્વૈતભૂમિ, ' અને દિવસ એટલે ' જ્ઞાનદશા ' અથવા ' અદ્વૈતભૂમિ જ્ઞાની પુરૂષો જેને ' નિશા ' કહે છે તે નિશામા અજ્ઞાનીઓ વિષયાકાર બની વિષયાનંદ ભોગવે છે, અને અજ્ઞાની પુરૂષો જેને ' નિશા ' કહે છે તેમા જ્ઞાની પુરૂષો બ્રહ્માકાર થઈ બ્રહ્માનંદ ભોગવે છે દ્રષ્ટા, દર્શન અને દ્રશ્ય રૂપ જ્યા ભેદ હોય, તે જ્ઞાનીઓને હીસાબે ' નિશા ' અથવા ' અવિદ્યા ' સમજવી પદાર્થના યથાર્થ સ્વરૂપને જોવા ન દેવુ, એ અંધારાનો અગર અજ્ઞાનનો સ્વભાવજ છે જેમ સૂર્યનો પ્રકાશ થતા, અંધકારનો નાશ થાય, તેમ જ્ઞાન થતા–આત્મ સાક્ષાત્કાર થતા–અવિદ્યાનો નાશ થય છે સર્વ બાહ્યાંતર વિષયો, વિવેકથી નાશ પામે, તો ભેદદર્શક અજ્ઞાન પણ નાશ પામ્યુ ગણાય જેનું અજ્ઞાન નાશ પામે તે પુરૂષ બ્રહ્મરૂપ

ગણાય ભેદ રહ્યો નહીં તો પછી વિધિની જરૂર પણ રહી નહિ જ્યા સુધી આત્મલાભ ન થયો હોય, ત્યા સુધી પ્રમાણની અગર વિધિની અપેક્ષા રહે છે

આત્મબોધમા આપે વાચ્યું હશે કે—

" यत् लाभात् नापरो लाभो, यत् सुखात् नापर सुख ।
यत् ज्ञानात् नापर ज्ञान तद् ब्रह्मेत्यवधारयेत '

આગળ પાચમા અધ્યાયના ૧૭ મા શ્લોકમા બ્રહ્મરૂપ થએલાને પુનર્જન્મ હોતો નથી એમ કહે છે કારણકે અજ્ઞાનીઓને કામ્ય કર્મમા પ્રીતિ હોય છે જ્ઞાનીને કામ્ય કર્મમા અભાવ હોય છે

સ્થિતપ્રજ્ઞ પુરૂષની હજી વિશેષ વ્યાખ્યા આપી, તેની શાતિનુ માપ બતવે છે

आपूर्यमाणमचलप्रतिष्ठं,
समुद्रमापः प्रविशन्ति यद्वत् ॥
तद्वत् कामा यं प्रविशन्ति सर्वे,
स शान्तिमाप्नोति न कामकामी ॥ ७० ॥

આપૂર્યમાણમચલપ્રતિષ્ઠ,
સમદ્રમાપ પ્રવિશન્તિ યદ્વત્ ॥

---

૭૦ પ૦ છે૦ —[ आपूर्यते इति आपूर्यमाण तम् ] आपूर्यमाण—ચારે તરફના જળથી પુરાતા અગર ભરાતા अचला प्रतिष्टा यस्य स अचलप्रतिष्ठ तम् अचलप्रतिष्ठम्-પોતાની મર્યાદા એટલે કાઠામા રહેનારા समुद्रम्—સમુદ્રમા यद्वत् आप प्रविशति-જેવી રીતે જળ પ્રવેશ કરે છે तद्वत्-તે પ્રમાણે यम् सर्वे कामा प्रविशति—જે પુરૂષમા સર્વ મનોરથો પ્રવેશ કરે છે स शांति आप्नोति—તે શાતી પામે છે न कामकामी ( कामान् कामयते इति कामकामी ) વિષયોમા ભટકતો શાતિ પામતો નથી

**તદ્વત્ કામા ય પ્રવિશન્તિ સર્વે,**
**સ શાન્તિમાપ્નોતિ ન કામકામી ॥ ૭૦ ॥**

**પદાનિ**—આપૂર્યમાણ–અચલપ્રતિષ્ઠ–
સમુદ્ર–આપ–પ્રવિશન્તિ–યદ્વત્–
તદ્વત્–કામા–ય–પ્રવિશન્તિ–સર્વે–
સ–શાન્તિ–આપ્નોતિ–ન–કામકામી–

અર્થ—જેવી રીતે સમુદ્ર સપૂર્ણ છે છતા, વરસાદ અગર નદિયોનુ વિશેષ પાણી પોતામા આવતા, સમુદ્ર પોતાની મર્યાદાને છોડતો નથી, એટલે શાત રહે છે, તે પ્રમાણે જે પુરૂષ, અધ્યાત્મ દૃષ્ટિથી સપૂર્ણ છે. છતા તેમા કામનાઓરૂપી વિકારો, ચારે તરફથી પ્રવેશ કરે છ, અને આ પ્રમાણે પ્રવેશ કરે છે તોપણ, જે પુરૂષ પોતાની મર્યાદાને છોડતો નથી-એટલે વિહ્વળ બનતો નથી, હર્ષશોક પામતો નથી, તે પુરૂષ શાતિને પામે છે વિષયોની ઇચ્છાવાળો અથવા કામનાઓવાળો-પુરૂષ, કદિ શાતિ પામતો નથી

વિવેચન—આ સબધી આગળ ૬૪ મા શ્લોકમા કહ્યુ છે, અને હજી ૪–૧૯ મા કહેશે કે-સ્થિતપ્રજ્ઞને સુખદુખની વ્યથા હોતી નથી સૂર્યના પ્રકાશ પાસે દીવો કર્યો તોપણ શુ. અને ન કર્યો તોપણ શુ ! તે નિયમાનુસાર સ્થિતપ્રજ્ઞને રિદ્ધિસિદ્ધિ મળી તોપણ શુ, અને ન મળી તોપણ શુ ! આ વાતને વિશેષ સ્પષ્ટ કરીને કહીએ તો કહેવાય ક, તેનુ મન બ્રહ્મમા નિમગ્ન હોવાથી, તેને રિદ્ધિસિદ્ધિ આદિક બાહ્ય સુખદુખની પરવા હોતી નથી ત્યારે શકા થાય કે સુખદુખ અગર કામનાઓ તે પુરૂષમા પ્રવેશ કરે તેનું શુ થાય ? સપૂર્ણતાથી શોભતા સમુદ્રમા, ચાલ્યું આવતુ જળ, જેમ ખબર ન પડે તેવી રીતે, સમુદ્રના જળમા સમાઇ જાય છે, તેમ સ્થિતપ્રજ્ઞ પુરૂષના, રૂવાડે રૂવાડામા, જળહળી રહેલા આત્મતત્ત્વમા, પ્રાપ્ત થએલા

સુખદુઃખ સમાઈ જાય છે આ શ્લોકમા શાંતિનો અર્થ મોક્ષ કરીએ તો ઠીક 'મોક્ષ' અર્થ કર્યા પછી, એટલી વાત ખાસ કરીને યાદ રાખવી કે—જેઓ જીવતા-એટલે દેહનો ત્યાગ કર્યા પહેલા-વાસનાઓમાથી-અગર સુખદુઃખના ધક્કામાથી-મોક્ષ પ્રાપ્ત કરી શકે છે, તેઓનેજ મુવા પછી મોક્ષ મળે છે આ વાતને વધારે દૃઢ કરવાના હેતુથી, 'न कामकामी' એવા શબ્દો, શ્લોકના છેવટમા મૂકેલા જણાય છે

विहाय कामान्यः सर्वान, पुमांश्चरति निःस्पृहः ॥
निर्ममो निरहंकारः, स शान्तिमधिगच्छति ॥ ७१ ॥

વિહાય કામાન્ય સર્વાન્, પુમાંશ્ચરતિ નિસ્પૃહ ॥
નિર્મમો નિરહંકારઃ, સ શાન્તિમધિગચ્છતિ ॥ ૭૧ ॥

**પદાનિ**—વિહાય-કામાન્-ય -સર્વાન્-પુમ ન્-ચરતિ-નિસ્પૃહ -નિર્મમ -નિરહંકાર -સ -શાન્તિ -અધિગચ્છતિ—

અર્થ—જે પુરૂષ, સર્વ કામનાઓને-મનોરથોને-તજીને, સ્પૃહારહિત થઈને, દેહાદિક-સ્ત્રી, પુત્ર ધન વિગેરેમા મમતાને તજીને, તથા પ્રાપ્ત કરેલા જ્ઞાન માટે અહંકાર રહીત થઈને, રહે છે,-વિચરે છે,-સમય ગાળે છે, તે પુરૂષ શાંતિને એટલે મોક્ષને પામે છે

વિવેચન—'પુ' એટલે 'મોક્ષ' અને તેને જે પ્રાપ્ત કરે તે 'પુમાન્' 'સ્થિતિપ્રજ્ઞ કેવી રીતે વિચરે છે' એવો જે પ્રશ્ન હતો તેનો ખુલાસો અહી સુધી કર્યો

---

૭૧ પદચ્છેદ—**य पुमान**-જે પુરૂષ **सर्वान कामान विहाय**-સર્વ કામનાઓને તજીને **चरति निस्पृह**-સ્પૃહારહિત વિચરે છે, **निर्गत मम यस्य स निर्मम**-મમતારહિત **निरहकार**-અહંકાર રહિત. **स शांति अधिगच्छति**-તે પુરૂષ શાન્તી પામે છે.

**एषा ब्राह्मी स्थितिः पार्थ, नैनां प्राप्य विमुह्यति ॥**
**स्थित्वाऽस्यामन्तकालेऽपि, ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥**

**એષા બ્રાહ્મી સ્થિતિ પાર્થ, નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ॥**
**સ્થિત્વાઽસ્યામન્તકાલેઽપિ, બ્રહ્મ નિર્વાણમૃચ્છતિ ॥૭૨॥**

**પદાનિ**—એષા–બ્રાહ્મી–સ્થિતિ'–પાર્થ–ન–એના–પ્રાપ્ય–વિમુહ્યતિ
સ્થિત્વા–અસ્યામ્–અન્તકાલે–અપિ–બ્રહ્મ–નિર્વાણ–ઋચ્છતિ

અર્થ—હે પાર્થ–આ બ્રાહ્મીસ્થિતિ **છે** ( આત્મજ્ઞાન પ્રાપ્ત કરેલા પુરૂષની જેવી સ્થિતિ હોય, તેવી આ સ્થિતિ **છે** ) આ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી, તે પુરૂષને મોહ સભવતો નથી આ સ્થીતિમા, અતકાળ સુધી–દેહત્યાગ કરે ત્યા સુધી–રહીને, તે પુરૂષ નિર્વાણબ્રહ્મ એટલે–મોક્ષપદને પામે છે

વિવેચન—આ બીજા અધ્યાયનુ તાત્પર્ય–ટીકાકાર મધુસૂદન આપે છે કે—

**ज्ञान तत्साधन कर्म, सत्वशुद्धिश्च तत्फलम् ।**
**तत्फल ज्ञाननिष्ठैवे–त्यध्यायेऽस्मिन्प्रकीर्तितम् ॥**

અર્થ—સ્વસ્વરૂપની જીજ્ઞાસાવાળા પુરૂષને જ્ઞાન વિના–આત્મજ્ઞાન વિના ચાલે તેમ નથી આત્મજ્ઞાનને નિષ્કામ કર્મ વિના ચાલે તેમ નથી કારણકે નિષ્કામ કર્મ વિના અત કરણની શુદ્ધિની આશા રાખવી વ્યર્થ છે–અત કરણની શુદ્ધિ વિના જ્ઞાનનિષ્ઠાની

---

૭૨ પદચ્છેદ —**पार्थ**–હે અર્જુન ! [ **ब्रह्मण इदम् ब्राह्मी** ] **एषा ब्राह्मी स्थिति**–આ બ્રહ્મનિષ્ઠાવાળી સ્થિતિ છે **एना प्राप्य**–આ સ્થિતિને પામીને **न विमुह्यति**–મોહ પામતો નથી **अस्याम् स्थित्वा**–આ સ્થિતીમા રહીને **अतकाले अपि**–અતકાળ વખતે પણ. [ **निर्गत वाणं** (દુ ખ) **यस्मात् तत्–निर्वाणं** ] **निर्वाण ब्रह्म ऋच्छति**–(તે) આનદમય બ્રહ્મને પામે છે

प्राप्ति थाय तेम नथी ते बाबतने घणीज उत्तम रीते आ अध्यायमा वर्णवी छे

अंतकाळ वखते मनने, शुद्ध राखवानी आवश्यकता संबंधी गीताना ८ मा अध्यायमा ५ थी १० सुधी विवेचन छे. ते उपरात छांदोग्य उपनिषदमा ३-१४-१ तथा प्रश्नोपनिषद्ना ३-१० मा विवेचन छे. मरण समये वासना शून्य होवी जोईए मरवा वखते वासना रहित थवा माटे आगळथी-वासना रहित थवानो अभ्यास जोईए

इति श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्याय संपूर्ण

बोलो-श्रीकृष्णचंद्र देवकी जय

हवे त्यारे घणाज हेतथी जयश्रीकृष्ण—भूलचूक होय तो उदार दिलथी क्षमा करजो



# અર્પણ પત્રિકા.

મારૂં જ્ઞાન તો અલ્પ છે—પણ મારાથી. આ બીજા અધ્યાયમાં જે કાંઈ લખાયું છે, તે બ્રહ્મવિદ્યા સંબંધી છે બ્રહ્મવિદ્યારૂપી આ પુષ્પ, કોને અર્પણ કરૂં, તેનો વિચાર થતાં, મને મારા પૂજ્ય માતા પિતા યાદ આવ્યા તે સાથે પૂજ્ય મામાશ્રી પણ યાદ આવ્યા. મામાશ્રીને ઘેર, ઘણો વખત રહી, મેં અંગ્રેજી અભ્યાસ કર્યો હતો તે ત્રણેના ઋણનો બોજો મારા ઉપર ઘણો છે. તે ઋણના બોજામાંથી, અમુક અંશે મુક્ત થવાના હેતુથી, બ્રહ્મવિદ્યારૂપી સગુંધીથી શોભતું આ પુષ્પ, સવિનય જયશ્રીકૃષ્ણ સાથે, તેઓશ્રીના હસ્ત કમળમાં, હું અર્પણ કરૂં છું.

તે ત્રણેની ટુંક ઓળખ આ નીચે—

૧ માતાજી—ગંગાસ્વરૂપ દીવાળીબા, જન્મ સંવત ૧૯૦૦ (હજી હૈયાત છે)

૨ પિતાજી—ભ. મોનજી ઓધવજી. નિવાસ નવી (ભાવનગર તાબે) જન્મ સંવત ૧૯૦૪ દેહત્યાગ સંવત ૧૯ (અમર અમર આત્મા જ્યાં હશે ત્યાં આ પુષ્પ સ્વિકારી લેશે)

૩ મામાશ્રી—ગોરધનદાસ રેવાશંકર સિદ્ધપુરના વારીયાંદ દ- હાલ ઘણા વરસથી નિવાસ ભાવનગર, (ભાવનગર ચીફ જસ્ટીસની કોર્ટમાં શીરસ્તેદાર)

સંવત ૧૯૮૦ }
ફાગણ સુદી ૧૧ } લી૦ સેવક રામશંકર મોનજી

# મોક્ષ મંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.



જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સાદાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે.

**મોક્ષપત્રિકા**

| | | | |
|---|---|---|---|
| સંવત | ૧૯૭૬ પ્રથમ પુસ્તક પાકું પુંઠું | | ૨-૬-૦ |
| સંવત | ૭૭ બીજું પુસ્તક | „ | ૨-૨-૦ |
| સંવત | ૭૮ ત્રીજું પુસ્તક | „ | ૨-૨-૦ |
| સંવત | ૭૯ ચોથું પુસ્તક | „ | ૨-૬-૦ |

ગર્ભોપનિષદ — કીમત ૦—૨—૦ — તૈયાર થાય છે

| | | |
|---|---|---|
| શ્રી ચર્પટપંજરિકા | કીમત ૦—૧—૬ | બીજી આવૃત્તિ |
| શ્રી મોહમુદ્ગર | કીમત ૦—૧—૬ | |
| શ્રી તત્ત્વબોધ | કીમત ૦— — | શ્રી શંકરાચાર્યની વાણી |
| આત્મબોધ શ્રી શંકરાચાર્યનો | ૦—૩—૬ | |

મણી-રત્નમાળા શ્રી તુલસીદાસજીની (બીજી આવૃત્તિ) ૦—૨—

વેદાંતવિચાર (શ્રી શંકર તથા મંડન પંડિતનો સંવાદ) ૦—૧—૬

„ બીજું પુષ્પ ૦—૧—૬

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત ૦—૧૨—૦

રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ તથા ગુજરાતી ભાષાંતર સહિત ૦—૬—૦
( વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા )

સમાસચક્ર ૦—૧—

શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રથમ અધ્યાય આવૃત્તિ બીજી ૦—૪—૦

છપાય છે

- બીજા અધ્યાયને ઉપયોગી કર્મ ૦—૨—૦
- „ યોગ અથવા Wonder of wonders ૦—૪—૦
- ચરોતર-યાત્રા પ્રસંગ—ચરોતરમાં યાત્રા પ્રસંગે ગવાયેલા રામાયણના પ્રસંગો તથા કીર્તનો ૦—૩—૦
- મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાંથી ચુંટેલા સુંદર પ્રસંગો ૦—૧૦—૦

વ્યવસ્થાપક.

## સુચના—

૧ શું હજી આપે અહીંથી પ્રગટ થએલો ગીતાનો પ્રઅધ્યાય વાંચ્યો નથી ? ૮૦ પાનાના પુસ્તકના પોસ્ટેજ સુચાર આના વધારે કીમત જણાય છે ? મંગાવી ખાત્રી કરો વાચ્યા પહેલા, આ બીજો અધ્યાય વાચવો યોગ્ય નથી તે સમાએલા બે વિષય તો ખાસ વાંચજો (૧) ગીતા કોને સ્ફુર કરી શકે અને (૨) ગીતા શીખવા ઇચ્છનાર માટે સસ્કૃત કરણમાંથી ખેંચેલુ થોડુ તારણ

૨ શું હજી આપે, અહીંથી પ્રગટ થએલા, આ પુસ્ત, છેલ્લે પાને છાપેલા પુસ્તકો વાચ્યા નથી ? વાચ્યા પછી ખા થશે કે, જ્ઞાનને રસ્તે ચડવા ઇચ્છનારને આવી અનુકુળતા, ભાગ્યે મળી શકશે

૩ કાંઈ ન બને તો મોક્ષપત્રિકા નામનુ માસીક તો જરૂર વાચજો આપ ન વાચી શકો તો આપના સ્ત્રી, પુત્રાદિકને વચાવજો વાચ્યા પછી તેઓના જીવનમા જરૂર ફેરફાર જણાશે ધનની સગવડ હોય તો પ્રથમ પુસ્તકથી વાંચો આ પાચમુ પુસ્તક ચાલે છે ચાલુ સાલનુ માસીક, લાઇબ્રેરીઓ અગર સત્સગ મડળને, આપના પોતાના પૈસાથી આપવા ખુશી હો, તો રૂપૈયા બેને બદલે રૂપૈયો દોઢ લવાજમ મોકલશોજી

મોટા મોટા કુવા તો ઘણે ઠેકાણે છે, પણ ત્યાંથી પાણીની નળીયો ગોઠવી, ઠેકઠેકાણે પાણી પહોચાડી, વૃક્ષોને લીલા રાખવાની સગવડ ઘણે થોડે ઠેકાણે હોય છે, તે પ્રમાણે મોટા મોટા ગ્રન્થો, તેમ મોટા મોટા વિદ્વાનો—પડિતો—મહતો—આચાર્યો—તો ઘણે ઠેકાણે છે, પણ ઘણે થોડે ઠેકાણેથી માસીકરૂપી નળીઓદ્વારા, જ્ઞાનરૂપી જળ, આસપાસના મુમુક્ષુઓરૂપી વૃક્ષોને લીલા રાખે છે આવી સગવડ શ્રી ઠાકોરજીએ અમારે ત્યા કરી છે. માટે તેનો લાભ લેવા આળસ કરશો નહીજી—કીમત બની તેટલી જુજ રાખી છે.

વ્યવસ્થાપક.